ઉજણ નગરીનો—

# ચતુરસીંહ ઠગારો.

અને

# ધુતારણ.

## ભાગ ત્રીજો.

### વાર્તા ૧ લી.

#### બે ધુતારણોની ઉજણ તરફ કુચ.

પ્રીય વાંચક। બીજા ભાગમાં કહેવા પ્રમાણે વિક્રમ ચરીત્રથી આ ચરીત્ર બહુ ગહન છે, એમ વિક્રમની ખાત્રી થયા પછી તેણે ચંદ્રકળાને બોલાવીને પોતાના રણવાસમાં રાખી અને તેને પૂર્ણ પ્રેમથી ચહાવો લાગ્યો પછી તેણે ચતુરસીંહને સર્વ વીદ્યામાં નિપુણ કરવા માટે એક વીદ્વાન પંડીતને સોંપ્યો. ચતુરસીંહ પ્રથમથી બુદ્ધિવાન અને ચાલાક હોવાથી થોડાકજ સમયમાં તે ચૌદ વીદ્યા અને ચોસઠ કળા શીખી પુરી પૂર્ણ થયો.

ચતુરસીંહની દીવસે દીવસે કાન્તી ચંદ્ર સમાન ખીલતી ગઇ, અને તરૂણ અવસ્થામાં આવેલો જોઇને વીક્રમના મનમાં તેના લગ્ન કરવાનો વીચાર થયો, તેથી પોતાના સમાન ઉત્તમ કુળ યોગ હોય એવું એકાદ સ્થલ શોધવાની તૈયારી કરવા માડયો.

યોગ્ય કન્યા શોધવા પોતાનાં લગ્ન કરવા માટે પોતાના પીતા પ્રેરણા કરેછે એવી ખબર ચતુરસીંહને થવાથી, તે પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો કે સમાન સીલ હોવા સીવાય મૈત્રીનો યોગ જમતો નથી અને એવી જો મૈત્રીની સજડ ગાંઠ બંધાય તોજ બનેને સુખ પ્રાપ્ત થાયછે તેટલા માટે મારી પેઠે ઠગાઇથી જે સ્ત્રી પોતાનુ પરાક્રમ બતાવશે તેનીજ સાથે હુ લગ્ન કરીશ. આવી પ્રકારનો વીચાર કરીને તે પોતાની માતા પાસે જઇને પોતાના લગ્ન માટે જે પોતે વીચાર કર્યો હતો તે વીચાર જણાવ્યો. ચતુરસીંહનુ આવા પ્રકારનુ બોલવુ સાંભળીને ચંદ્રકળાને બહુ આશ્ચર્યયે લાગ્યુ પછી તેણે આ વાત રાજાને કહી, તે રાજાને બહુ પસંદ પડવાથી રાજાએ પ્રધાનને એવો હુકમ કર્યો કે, સકળ જગતમાં એવો ઢંઢેરો પીટાવો કે, ઉજેણી નગરીના વિક્રમ રાજાના ચતુરસીંહ નામના કુંવરે તે પ્રમાણે પોતાની બુદ્ધિ અને ચાલાકીથી ઠગાઇથી અને લોકોને ઠગ્યા છે તે પ્રમાણે કોઇ પણ રાજકન્યા પોતાની ધુર્ત વીધા બતાવી. લોકોને આશ્ચયમાં ગરકાવ કરીનાખશે તેની સાથે ચતુરસીંહ લગ્ન કરશે. આ પ્રમાણે ઢઢેરો પીટાવીને ચતુરસીંહનું ચરિત્ર સર્વની સમક્ષ વાંચી બતાવવુ. રાજાનો આ હુકમ થતાંજ પ્રધાને તે પ્રમાણે કરવાને સકળ જગતમાં રાજ દુતોને રવાના કરી દીધા.

ચંદ્રપુરી નામની નગરીમાં પરમ દયાળું અને ધાર્મીક ચંદ્રકેતુ નામનો રાજા રાજ કરતો હતો. તેની રાણી પદમાતીથી ચતુરા નામની

એક કન્યા રત્ન પ્રાપ્ત થયું હતુ. આ ચતુરા મોટી ધુતારી છતાં સર્વ વિદ્યામાં પારંગત હોવાથી કોઇ કોઇ પ્રસંગે પોતાના બાપને રાજ કાજના સંબંધમાં મદદ પણ કરતી હતી. તે ઇંદ્રની અપ્સરાઓને સરમાવે એવી સ્વરૂપવાન અને તરૂણ હતી તે છતાં તેમાં સર્વે વીદ્યાપોતાના પ્રધાન ની પુજ્યપુત્રીલાવણ્યલતાની પાસેથી સીખીહતી, તે જેટલી વીંદ્યા જાણુતી તેટલી આ ચતુર જાણુતી ન્હોતી ચતુરાનો પીતા પોતાની આ કન્યાના વીવાહે કરવા માટે પોના યોગ્ય ઠેકાણું શોધવાના ઉધોગમાં હતાં, અને તે માટે તે વારંવાર વીચાર કરવા માટે પોતાના એકાંન મ્હેલમાં બેસી રહેતો હતો. અને તેમ કરવા છતાં તેની નજર કયાંય પણ પડી ન શકવાથી તે બહું ઉદાસ બનીજઇને મનમાં કહેવા લાગ્યો કે, 'કે શું આવસુધરા ઉપર મારા લાયક કોઇ રાજા નથી ? કે શું મારી મગજ શકતી ઘટી જવાને લીધે આવસુધરાના પવીત્ર અને શુ પુત્રોની નિંદા કરૂં છું ? અફસોસ ' આવી રીતે આડા અવળા ગોઠાં મારી રહયો છે. એટલામાં તેની લાડકી અને એકની એક પુત્રી ચતુરા ત્યાં આવી ચઢી અને પોતાના પીતાની આવી દશા થયેલી જોઇને એક ક્ષણુ કંઇ પણ બોલ્યા વગર સ્થંભ થઇ ગઇ.

એટલામાં ઉજણુ નગરીનો દુત ફરતો ફરતો ઢંઢેરો પીટતો પીટતો ચંદ્રગુપ્તના મ્હેલની નીચે આવી ઉભો અને ચતુરસીંહ ઠગારાનું સર્વ વૃત્તાંત વાંચી ઢોળ ઉપર દાંડી ઠોકી ચાલતો થયો.

આ ઢંઢેરાનો અને ચતુરસીંહ ઠગારાના વૃત્તાંતનો અવાજ ચતુરા અને તેના પીતાના કાનને ફાડી આરપાર નીકળી ગયો.

આ અવાજથી ચતુરાના કાન ચમકી ઉઠતાજ ચતુરા ચમકી અને પોતાના પીતાને કહેવા લાગી કે, ' અહો ! પીતાજી ! તમે જે

વીચાર સાગરમાં ડુબી ગયા છો. તેનો હવે ત્યાગ કરી દો. અને મારી સામે જુઓ.' ચતુરાના આ શબ્દો સાંભળતાંજ રાજા તાબ-તોબ સાવધ થઇને પોતાની કન્યાને કહેવા લાગ્યો કે, 'બાળા તું શું કહેવા માગે છે.'

ચતુરા—પિતાજી! આજે આપણા મ્હેલની નીચે ઉજ્જેણુ નગરીના રાજાના દુતે જે દાંડી પીતી છે. આપે બરાબર સાંભળી છે. તો હું તમને કહું છુ કે મારા જો લગ્ન કરવાં હોય તો આવાજ પુરૂષ સાથે કરવાં. નહી તો કરવા નહીં. કારણુ એવા પુરૂષથી મારી ધુર્ત વીધા વસ્તુ, પૃર્ણ રીતે સીદ્ધ થઇ શકનાર નથી તેમ મારી તે અજબ શક્તિને જીતી શકનાર નથી માટે હું પ્રતિજ્ઞા પૂર્વક નિશ્ચય કરૂં છું કે હું તેનેજ પરણીશ.' આવી હઠ નહીં કરવા માટે રાજાએ ચતુરાને બહુ સમજાવી પણ ચતુરા સમજી નહી. ચતુરાની આવી હઠ જોઇને તેની મરજી મુજબ તેણીને વર્તવાની રજા આપી.

પોતાના પીતાની અને માતાની રજા મેળવ્યાને થોડાક દીવસ વીતી ગયા પછી તે ઉજ્જેણુ નગરીમાં જવા માટે નિકળી. તે વખતે તેના પીતાએ તેના યોગ્ય રાજ રસાલો આપવા તેની સાથે લઇ જવા માટે કહ્યું. પરંતુ તે પોતાની સાથે નહીં લઇ જવાને ના કહી ને પોતે એકલીજ ખરચ્ચ જેટલું દ્રવ્ય લઇ ચાલી નિકળી. આ સમાચાર પ્રધાન પુત્રી લાવણ્યવતીને થતાંજ, લાવણ્યવતી પોતાનો હેતું, પોતાના પીતાને જણાવીને અને તે માટે તેની પરવાનગી મેળવીને કોઇ ન જાણે તેવી રીતે યોગણુ સ્વરૂપ ધારણુ કરી લઇને ઉજ્જેણુનગરી તરફ ચાલી નીકળી.

ફરતી ફરતી અને દેશો દેશની રીતભાત જોતી જોતી ઉજેણુ નગરીમાં દાખલ થઇને શહેરનાં એકાદ મ્હોલામાં પોતાને રહેવા લાયકનું એક ભાડાનુ ઘર લઇ તેમાં રહેવા લાગી. તેની પાછળ પંદરેક દીવસે પ્રધાન પુત્રી લાવણ્યવતી દેશોદેશ ન્યાહલતી, તેના રીત રીવાજો માલતી ઉજાણુનગરીમાં આવી એક ઉજડ પડેલા સીવાલ્યની અંદર હાલ તુરતતો પડાવ નાખીને પડી.

---

## વારતા બીજી.

---

### મને ઓળખે છે. હું કોણ છું ?

બીજા દીવસનો પહો ફાટના ચતુરા ( ધુતારણ ) એક સભ્ય અને વૃદ્ધ વેશ ધારણ કરીને આસ્તે આસ્તે હાથમાં લાકડી લઇને ધ્રુજતે શરીરે ઘરની બહાર નિકળી. આડું જોતી જોતી અને સદગૃહસ્થોના મ્હોલા નિહાળતી નિહાળતી તે સંભવીત લોકોના મ્હોલામાં દાખલ થઈ, એક તરૂણ અને કુલીન સ્ત્રીના ફળીઆમાં પ્રવેશ કરીને ઘરના દરવાજાની અંદર જઇને કોમળ અને ઉંચ સ્વરોથી પ્રભુના ગુણનું ભજન ગાવા લાગી. તેનુ તે રસીક ભજનનો શોર તે ઘરની અંદર રહેનારી સ્ત્રી સાભળતાજ, ' તે બોલી કે, આ આનાર કોણ છે? એ જોવા માટે તે સ્ત્રી પોતાનાં ઘરનાં દરવાજા આગળ આવી, અને તેને પુછવા લાગી કે ' બાઇ ! તારી શી ઇચ્છા છે?

ધુતારણ—'ઓ બલીબાઈ મારી શી ઇચ્છા છે તે તને શું કહું? તું જ્યારે ન્હાની હતી. ( ઘોડીઆમાં હીચકતી હતી. ) ત્યારે તારી સંભાળ રાખવા અને તને રમાડવા માટે તારી માતાએ મને રાખી હતી. જ્યારે તું હાલતા ચાલતા અને ખાતા પીતા શીખી ત્યારે હું તારી માતાની રજા લઇને મ્હોટી જાત્રા કરવાને ગઇ હતી. જાત્રા કરીને આવતાં તારી અને તારી માતાની શોધ કરવા લાગી, પણ કંઈ તમારો પત્તો મળ્યો નહી, તેથી હું ઘણી નીરાશ થઇ ગઈ હતી. આ નીરાશીમા નીરાશીમા મે એક આસ કાઢી નાખ્યો અંતે મેં ઠરાવ કર્યો કે, ' જો આજ શોધ કરતાં મારી જુની શેઠાણી અને તેની પુત્રી મને નહીં મળશે તો હુ આપઘાત કરીશ. ' પણ ઇશ્વરે મારી લાજ રાખી છે, અને મારી જે ઇચ્છા હતી તે ઇચ્છા આજે પૂર્ણ કરી છે તેથી હુ ઇશ્વરનો મ્હોટો પાડ માનુ છુ. મારી લાડકી! વ્હાલી છોકરી ! તારૂ મુખ જોતાજ મારો ઘણા દીવસનો થાક અંને દુઃખ દુર થઇ ગયુ છે, બસ મને જે જોતું હતું તે મળી ચુકયુ છે. તને જોતાજ મને પૂર્ણ સંતોષ થયો છે. હવે હુ જઇશ, વળી કોઇક દીવસે મળીશ. કદાચ તું મને ભુલી ગઇ હઇશ ! તેથી તું તેના વીચારમાં પડી ગઈ છે, પણ હવે તેનો જરા વીચાર કરીશ નહીં. હવે હું જ્યારે ફરીને તારી પાસે આવીશ ત્યારે તારા મનની ખાત્રી કરી આપીશ.' લે હવે મને જવાની રજા છે.

આ કપટ યુક્ત ધુતારણનુ ભાષણ તે તરૂણ સ્ત્રીને ખરૂં લાગવાથી તે મનમાં કહેવા લાગી ! 'આ દાસી. જે કહે છે તે સર્વ ખરૂં હશે. ' એવો વીચાર કરીને તેણે તે વેષધારી વૃદ્ધ દાસીનો હાથ પકડી પોતાના ઘરમાં લઈ જઇને એક કોચ ઉપર બેસાડી.

જ્યારે તે ધુતારણુ કોચ ઉપર બેઠી, અને બેઠા પછી પોતાના મોઢા ઉપરનો બુરખો કાઢી નાખ્યો, ત્યારે તે સ્ત્રીએ તેનુ અતુલ સ્વરૂપ જોઇને મનમાં કહેવા લાગી કે ખરેખર મારી ઉપમાતાજ છે, એમ સમજીને તેનો સત્કાર કરીને પોતાના બીજા ખાનગી ઓરડામાં લઈ જઇને એક ઉંચા સ્થાનપર બેસાડી. કેટલોક સમય થયો બને જણીઓ અરસ પરસમાં વાતો કરી રહીઓ છે એટલામાં તેનો પતિ જે બહાર ગયો હતો, તે આવ્યો અને જ્યાં આ બનેજણીઓ વાતો કરતી બેઠીઓ હતી તેને જોતાંજ ધુતારણે ઉઠીને તેનાં દુખણાં લઇને આશીરવાદ આપ્યાં તે સ્ત્રીના સ્વામીએ પોતાની પત્નીને પુછ્યુ કે, 'શામાં! આ બાઈ કોણ છે?'

સ્ત્રી—સ્વામીનાથ! તેતો મારી ઉપમાતા છે! તે તીર્થ યાત્રા કરવા ગયા હતાં, ત્યાંથી પાછા ફરીને આજે મને શોધતાં શોધતાં અંહીં આવ્યા છે. પોતાની સ્ત્રીની આ વાત સાંભળીને તે પુરૂષ પેલા કંઈ ન બોલતાં તે ધુતારણના તેજમા અંજાઇ જઇને તે પુરૂષે પોતાની સ્ત્રીને કહ્યું કે, 'વ્હાલી શામા! ઇશ્વરના કૃપાથી સહજ ભાવે તારી ઉપમાતા આપણે ઘેર આવી છે. તો તેને જવા દેવી નહી.' પોતાના પતીનું આવું વીનયપૂર્વક ભાષણ સાભળતાજ તે સ્ત્રી અત્યાનંદ થઇ તે ધુતારણને રહેવા માટે આગ્રહ કરવા લાગી. ત્યારે હાના કરતાં કરતાં તે ધુતારણે દસ દીવસ રહેવાનુ કબુલ કર્યું.

એક બે દીવસ વીત્યા પછી તે ધુતારણે ગ્લાન મુખ કરીને તે તરૂણ સ્ત્રીને કહ્યુંકે, 'મારી લાડકી! જો મે દસ દીવસ સુધી તારે ત્યાં રહેવાનું કબુલ કરેલું છે છતાં હું આજેજ જઇશ. આ ધુતારણના

આવા ભેદીક શબ્દો સાંભળતાં તે તરૂણ સ્રીને બહુ માઠુ લાગી આવ-વાથી તે બોલીકે, 'જો માગથી તમારી, બરાબર બરદાસ્ત થઈ શકતી નહીં હોય તો મને કહો. તો હું તે ઉપર વધારે ધ્યાન આપીશ. પણ તમારે દસ દીવસ તો અહીં રહેવુંજ પડશે. આમ એકાએક ઓલખાણ થઇ મારા જીવને દુ:ખમાં નાંખવાને તમને સારૂં લાગે છે કે ?'

તે કપટી ધુતારણ આંખમાં આંસુ લાવીને બોલી કે, જે કંઇક દીવસ સુધી તારી સંભાળ મેં રાખી છે તે માટે તારી ઉપર કોઈ પણ પ્રકારનો દુઃખનો પ્રસંગ આવે તો મારાથી તે અટકાવી શકાય એમ નથી. તેથી હું અત્રેથી જવાની રજા માગું છું.

તે સાંભળતાજ છે તરૂણ વારૂણી બોલીકે, 'બાઇ ! જે કાંઈ ખરી હકીકત હોય તે સ્પષ્ટ રીતે કહો, મારા હીતને માટે મરી ફીટ-નારી તારા શીવાય બીજી કોણ છે. ? '

તે ધુતારણ બોલી કે, ' મારી આ વૃદ્ધ અવસ્થામાં એકની છાની વાત બીજાને કહી હું ચુગલખોર શા માટે બનું ? ' 'તું રજા આપ એટલે થયું.'

આ શબ્દ સાંભળતાંજ તે તરૂણીને ફાલ પડી. તેમ તે તેને બહુ આગ્રહ કરવા લાગી. તરૂણીનું અંતઃકરણ પારખી લઇને તે ધુતારણ વેશ ધારી બોલી કે, ' જો કે મારાથી તે વાત તને કહી શકાય એમ ન્હોતી, છતાં તારા ઉપર મારા અપૂર્વ પ્રેમને લીધે હું તને તે વાત કહું છું. તે તુ ચિંતથી સાંભળ. જો તે તારી વિરૂદ્ધ જતી હોય,

અવે તે તારા ભવિષ્યને માટે નુકશાન કર્ત્તા લાગે તો, તે ખરી છે કે ખોટી તેની ખાત્રી કરવાને જરાપણ ખોટી રહેતી નહીં.

આ ધુતારણના આ માર્મિક શબ્દો સાંભળતાંજ તે તરૂણ સ્ત્રી આવરી બાવરી બની જઇને તે ધુતારણને કહ્યું કે–' બોલ ! બોલ !! ઝટ બોલ ! હવે મારાથી ધીરજ પકડી શકાતી નથી.'

• • •

આ તરૂણ સ્ત્રીની આ દશા જોઇને તે ધુતારણે કહ્યું કે, ' આપણાં ઘરની સામે આવેલા મદીર આગળ એક તરૂણ અને સ્વરૂપવાન સ્ત્રી રહે છે તેની ઉપર તારો પતિ આશક પડયો છે. અને બે દીવસની અંદર તારી સોક ઘરમાં આવી તારી ઉપર હુકમ ચલાવશે. સ્ત્રીઓના માથા ઉપર શોખ આવવાથી તેનું દુ:ખ કેટલું બધું હોય છે તેતો તું સારી પેડે સમજતીજ હશે. અને એવા શાકયના શાલને સ્ત્રીઓ સહન કરી શકતી નથી. તે તારા ઘરમાં આવ્યા પછી ધણીઆણીની પેડે તારી ઉપર સત્તા ચલાવ્યા વગર રહેનાર નથી. તો ઉલટા સુખ બદલ દુઃખ માત્ર આવી આગલ આવી ઉભું રહેશે. તેટલા સારૂં આ વાત મેં તને કહી છે. હવે તું તારૂં ફોડી લેજે. હુ બીજાને ત્યાં જઈ નોકરી કરીશ ' તે માટે તું તારી ઓળખાણ પત્રીકા મને લખી આપ. તે ધુતારણની આ કનીષ્ટ વાત સાંભળીને તે સ્ત્રી બોલી કે, ' તે મારી સોખ જો ઘરમાં રહીને મારી ઉપર હુકમ ચલાવવા લાગી તો તેનુ દુ.ખ મારાથી સહન થઇ શકનાર નથી. તેટલા માટે જો આ વાત ન બને તેનો કાંઈ ઇલાજ હોયતો મને કહેશો તો તે પ્રમાણે વર્તવાને હુ તૈયાર છું. ' તે ધુતારણે શું પોતાની પાસેની એક તેજદાર છરી, તે સ્ત્રીના હાથમાં

આપીને તેને કહ્યુ કે, 'આજ રાત્રે તારો પતી ભર ઉંઘમાં પડ્યો હોય ત્યારે તેના માથા ઉપરના બાલ કાપીને મને લાવી આપ. એટલે હુ તે બાલ મંત્રી આપીશ. તેણેકરીને તારો પતિ પારકી સ્ત્રી ઉપર કદીપણ પ્રીતી કરશે નહીં.' આ વાક્યો સાંભળી તે સ્ત્રીને મ્હોટો આનંદ પ્રાપ્ત થવાથી તે, તે ધુતારણ સ્ત્રીનો ઉપકાર માનવા લાગી.

કેટલોક વખત વીતી ગયા પછી તે કપટી સ્ત્રી તે તરૂણ સ્ત્રીને કહ્યું કે, 'હમણાં તારો પતિ તે સ્ત્રી પાસે ગયો છે કે કેમ. તે હું જોઇને આવુંછુ, એમ કહીને તે ધુતારણ ઘરની બહાર નીકળી અને તે સ્ત્રીનો પતી મંદીરમાં ગયો હતો ત્યાં તે ગઈ.

એટલામાં તે સ્ત્રીનો પતી મંદીરની અંદરથી બહાર નિકળ્યો. તેવીજ તેની નજર પોતાના ઘરમાં આવેલી, પોતાની સ્ત્રીની ઉપમાતાને આંખમાંથી આંસુ પાડતી જોઇ તેણે તેને રડવાનું કારણ પુછ્યુ. ત્યારે તે સ્ત્રીએ તેનાં ઉત્તરમાં કહ્યું કે, 'બાઇરે ! હવે હું રહેનાર નથી અને તારૂં ઓળખાણપત્ર માગવાને આવીછું; કારણ તારા ઘરમાં રહેવું મને યોગ્ય લાગતું નથી ?

આ શબ્દો સાંભલતાંજ તે ગ્રહસ્થ મ્હોટા વીચારમાં પડી જઇને બોલ્યો કે, 'તું મને ખરૂં કારણ જ્યાં સુધી કહીશ નહી ત્યાં સુધી તું જા એમ હું કદીપણ તને કહેનાર નથી, ત્યારે તે ઠગારી પછી બોલી કે, 'શુ કહું ? મેં તારી સ્ત્રીનું બાલપણથી જે લાલન પાલન કર્યું. તે કરતાં જો એકાદી સ્ત્રીનું કર્યું હતતો બહુ સારૂં થયું હત, કારણકે તે એટલી બધી દુષ્ટ નિકલશે એમ મે જાણ્યું ન્હોતું. અત્રે હવે પાછી તેનું શું થશે તે માટે મને બહુ ચીંતા થાય છે, તારા

પ્રત્યે તેનું કેટલો બધો દુષ્ટભાવ છે તે તું ન સમજતાં, તું તેની ઉપર નિષ્કપટ પ્રીતિ રાખે છે તે માટે મને બહુ નવાઈ લાગે છે.'

પોતાને ઘેર આવેલી પોતાની સ્ત્રીની ઉપમાતાનું આવું બોલવું સાંભળીને એક ક્ષણુતો કંઈ પણ બોલ્યા વગર એકી નજરે તેની સામે જોયા કર્યા પછી તેણે ધીમે રહીને તેણીને પુછ્યું કે જે કાંઇ તારા જોવામાં આવ્યું હોય તે ખરેખરૂં કહી દે, કે જેથી તે માટે મારાથી સાવધ રહીશ શકાય અને તેને તે બદલ યોગ્ય શીક્ષા કરવાનું બની શકે અને જો તુ તે માટે મને બરાબર નહીં કહીશ તો હું જબરૂં ગોથું ખાઇ જઇશ તે ધુતારણે કહ્યું કે, તારા કુળની કીર્તીને કલંક લગાડનારી તારી સ્ત્રી એક તરૂણ પુરૂષની ઉપર મોહીત પડી છે તેથી તે તેનેજ જુએ છે. તુ તેની વાત જાણી ન શકે તેટલા માટે તે તારી ઉપર ઉપર ટપકેનો ખોટો પ્રેમ રાખે છે. તે પણ તેના પ્રેમી યારને નગમવાથી તેનો પ્રેમી તારી સ્ત્રીનું વારંવાર અપમાન કરી ચાબખાનો માર મારતો હતો.

અને તારી કુલટા સ્ત્રી તેના પ્રેમીની મરજી મુજબ વર્તવાને તૈયાર થઈ ત્યારે તેના પ્રેમીએ તારી સ્ત્રીને કહ્યું કે 'આજ રાતના તારા પતિનું મસ્તક કાપી નાખજે અને જો નહીં કાપી નાખીશ તો હું તારી કદીપણ સોબત કરનાર નથી.

પોતાના પ્રેમીને રાજી રાખવા માટે તારૂં માથું કાપી નાખવાને તારી દુષ્ટ સ્ત્રીએ તેને વચન આપ્યું છે.

આ મારૂં કહેવું તને ખોટું લાગતું હોય તો આજ રાત્રે સુતી વખતે નાગી તલવાર લઈ, અને સુઈ જવાનો ઢોંગ કરીને જા-

ગતો રહેજે અને જો તે અડધી રાત પીતી ગયા પછી તારી સ્ત્રી એક મ્હોટી છરી લઇ તારૂં ગળું કાપવાને આવે છે કે નહીં ?

જ્યારે આવો પ્રકાર તારા જોવામાં બરાબર આવે અને તે માટે તારી પૂર્ણ ખાત્રી થાય તો તે બદળ તારી તરવારનો ઉપયોગ કરજે પણ એવી રીતે નહીં કરજે કે જેથી તે એકદમ યમપુરીમાં પહોંચી જાય.

જો તારી તરવારના ઘાથી તારી સ્ત્રીને બહુ જખમ નહીં થાય તો હું તને બતાવીશ.'

આ ધુતારણનું આવું બોલવું તે બીન અકલ અને મુર્ખા પુરૂષનું ખરૂં લાગવાથી તેના ક્રોધનો પાર રહયો નહીં અને મનમા બડબડતો અને પોતાની સ્ત્રીનો કેમ ઘાટ ઘડવો તેનો વીચાર કરતો કરતો તે ધુતારણ સ્ત્રીને પોંતાના સાથે લઇ પોતાને ઘેર આવ્યો. પણ આ વાત ખરી છે કે ખોટી છે તેની ખાનગી તપાસ ન કરતાં તે કપટખોર સ્ત્રીએ કહેલા શબ્દોને આધીન થઇ રાત પડવાની રાહ જોતો રહ્યો.

દીવસ આથમી રાત પડયા પછી સુવાનો સમય થતાં આ બંને સ્ત્રી પુરૂષો પોતાના સુવાના ઓરડામાં ગયાં પોતાની સ્ત્રી રાતનાં સુવાનાં લુગડા પહેરવાને બીજા ઓરડામાં ગઈ તે જોઇને તે બે અકલી પુરૂષે ઝટ પોતાની તરવાર ઓશીકાની નીચે સતાડી દઈ પોતે બીછાના ઉપર સુઇ ગયો અને જોરથી નસ્કોરા બોલાવવા મંડી પડયો તે બોલી સ્ત્રી જે કાંઇપણ બાબદમાં જાણતી નથી, ~ને આડે રસ્તે કેમ

જવું તેનો જેને મુદ્દલ ખ્યાલ નથી, તેમ ખરા ખોટાની પરીક્ષા કરવા જેટલી તેનામાં શકતી નથી. અને કેવળ પોતાની અણુસમજને લીધે એક પારકી સ્ત્રીના કહેવાને આધીન થઇને નહીં કરવાનું કામ કરવાને તૈયાર થઈ છે તેનુ પરીણામ કેવું આવશે તે તું વાંચક વાંચીને જરા વીચાર કરજે.

• પોતાનાં લુગડાં બદલાવીને તે સ્ત્રી સુવાના ઓરડામાં દાખલ થઇને પતીની પાસે સુતી. પોતાનો પતિ ભર ઉંઘમાં પડયો છે એવું જાણીને તે સ્ત્રી તરત બીછાનામા બેઠી થઇને મ્હોટી છરી વડે પોતાના પતીના ગળા ઉપરનો મેલ સાફ કરવા લાગી. આ જોઇને તેના પતીને તે ધુતારણે જે કાંઇ આડુ અવળું સમજાવ્યું હતું તે સર્વ ખરૂં લાગતાં તે મનમાં બોલ્યો કે, 'આજે મારી સ્ત્રી મારૂં ગળું ખચિત કાપી નાખશે.' તેથી તે તરત બીછાનામાં બેઠો થઇને ઓસીકાની નીચે રાખેલી તરવારને ખેંચી લઇને પોતાની સ્ત્રીના પગમાં મારી. પગમાં લાગતાંજ તે સ્ત્રીના પગમાંથી લોહીની ધાર છુટી, અને તરવારના ઘાની વેદનાથી તે સ્ત્રી મ્હોટેથી રડની રડની બોલી કે. 'મને શા માટે મારી નાખો છો?'

આ સ્ત્રીનો રડવાનો અવાજ સાંભળતાની વાર આ ધુતારણે મારી નાખે છે મારી નાખેછે આવોરે આવો કોઇ બચાવો. આવી રીતે ભયંકર ચીસો નાખીને આખા મ્હોલ્લાને જાગ્રત કરી દીધો.

આસપાસ રહેતાં પડોસીઓ આ ગુમરાણ સાંભળીને એકદમ બહાર નીકળી તે પુરૂષના ઘર ઉઘડાવી અંદર દાખલ થઈ, તે પુરૂષના હાથમાંથી તરવાર ખેંચી લેવાને તેની પાસે ગયા. ક્રોધાવેશ થયેલા

પુરૂષે આગળ પાછળ ન જોતાં તરવાર ખુંચવી લેવા આવનારની ઉપર એક ઘા કર્યો. આ જોઈ બીજાએ આવી તે અકલહીણ પૂરૂષને પકડી લઇને પગમા આંટી નાંખી નીચે નાંખી દઇ તેની ઉપર ચઢી બેસી તેના હાથમાંથી તરવાર ખેંચી લીધી, આ વખતે તેના ઘરની અંદર અને બહાર મ્હોલાના લોકોએ બહુ શોર મચાવી મુકયો હતો.

એટલામાં શહેરની ચોકી કરવા નિકળેલો કોટવાલ કેટલાક સીપાઇ સાથે આ અવાજ સાંભળી તે પણ ત્યાં આવીને એકદમ ભેગા થયેલા લોકોને વીખેરી નાખી ઘરમાં દાખલ થયો અને આ ચમત્કારીક પ્રકાર જોઇને તે વીષે તપાસ કરવા લાગ્યો. ત્યારે તે ઘરમાં રહેલી ધુતારણ સ્ત્રી તરત કોટવાલની સામે આવી કોટવાલને કહેવા લાગી કે, 'આ સ્ત્રી પુરૂષની વચ્ચે રાત પડયા પછી ભયંકર તોફાન ચાલ્યુ છે અને બને જણ એક એકના જીવ લેવાને કાંઈ બાકી રાખ્યુ નથી પણ દૈવ ઇચ્છાથી મૃત્યુને આધીન થતાં બચી ગયા ગયા છે.' તે કપટ યુક્ત ભાષણ સાંભળતાંજ કોટવાલને બહુ રીસ ચઢવાથી તે બનેને પકડી ચબુતરે લઇ જઇને બારીકીથી તેની તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં તેને એમ સમજાયું કે, આ બંનેને ઉલટું સુલટું સમજાવનાર કપટખોર બુદ્ધિ સ્ત્રી છે અને તેથીજ. આવો બનાવ બનવા પામ્યો છે. કોટવાલની આવી રીતે પૂર્ણ ખાત્રી થવાથી આ બને સ્ત્રીપુરૂષને પોતાના પહેરામાંથી મુક્ત કરી તેને ઘેર જવા દીધા. કોટવાલના પહેરામાથી મુક્ત થઇને બને સ્ત્રીપુરૂષ જેવા પોતાના ઘરમાં દાખલ થાય છે તો તે કપટખોર સ્ત્રી ધુમ થયેલી જણાઈ. એટલુંજ નહી પણ તેની સાથે પોતાની સર્વ દોલત પણ લઈ ગઇ છે એમ તેમને જણાવાથી તેમને ખાત્રી થઈ કે આ ખરી

ઉપમાતા ન્હોતી પણ કોઇ ચોલતી, લુચ્ચી અને તારણ સ્ત્રી હતી. આ બનાવ જોઇને તે પુરૂષના ક્રોધનો પાર રહ્યો નહીં. પણ શું કરે તેતો ક્યારની ક્યાં ઘુમ થઇ ગઈ હતી.

પોતાનું વેર લેવાને માટે તે તરત કોટવાલની પાસે ગયો અને તેની પાસે બનેલી સર્વ હકીકત કહી સંભળાવી.

આ સર્વ બીના મ્હોટી ચમત્કારીક અને મહત્વની છે એવુ સમજીને આ વાત રાજાનાં કાનપર નાખવી એવા હેતુથી તે ગૃહસ્થને પોતાની સાથે લેઇને કોટવાલ રાજ દરબારમાં ગયો. રાજાએ તે સર્વ હકીકત સાંભળી બહુ વીસ્મય થઇ કોટવાલને કહ્યું કે તે ધુતારણની તપાસ કરી પકડી લાવવાની સખ્તનાઇ કરી. અને તે ગ્રહસ્થને ધીરજ આપી તેને ઘેર જવાની રજા આપી.

---

## વારતા ૩ જી.

### વચન આપતો રહુ.

બીજે દીવસે ચતુર ચતુરા પોતાની ચતુરાઇ બતાવવા માટે વૃદ્ધ દાસીને છાજે તેવો ઉત્તમ પોષાક ધારણ કરીને એકાદ સારો શીકાર શોધવાનો લાગ જોતી જોતી એક મ્હોટા મ્હોલામાં દાખલ થઇને ચોતરફ જોવા લાગી.

એક ઘરની બારીઓની આડે કંઈક વીચિત્ર પદડા ટાંગેલા હતા અને તે ઘરની અંદર કેટલાક માણસો પોતપોતાનું કામ કરવામે મંડી પડયા હતાં તેની ઉપર આ ચાલાક અને ધુતારણ ચતુરાની નજર પડવાથી તે મનમાં વીચાર કરવા લાગી કે, જરૂર આ ઘરમાંથી મારી મતલબ પાર પડશે.' એવો વીચાર કરીને તે ઘરની સામે આવેલા બીજા ઘરના ઉંચા ઓટલા ઉપર ચઢીને ડોકયા કરવા લાગી, તો એક તરૂણ સ્ત્રી ખુરસી ઉપર બેઠેલી જોઇ, તે જોતાંની સાથે તે ધુતારણ ઓટલા ઉપરથી નીચે ઉતરી એકદમ સામેના ઘરની ઉપર ચઢી ગઇ, અને જ્યાં તે સ્ત્રી બેઠી હતી, ત્યાં જઈ, તેની સમીપ બે હાથ જોડીને ઉભી રહીં તે જોઇને તે તરૂણ બાળાએ આ ધુતારણને એક બાજુએ બેસવાને કહ્યું.

એક બાજુ તે બેસવાને કેટલોક વખત વીતી ગયા પછી તે તરૂણ બાલા એકલી છે એમ જણાતાજ તે ધુતારણ રડવા લાગી.

પોતાને ઘેર આવેલી આ અજાણી ડોસીને આમ એકાએક રડતી જોઇને તરૂણ બાળાએ તેને પુછ્યું કે બાઇ તું કેમ રડે છે ? તારી જે કાઇ ઇચ્છા હોય તે મને કહે તો તે માટે હું કાઇ પણ વીચાર કરીશ. અંને તે માટે મને જેમ ઘટીત લાગશે તેમ કરીશ.

આ તરૂણબાલાની આવી દીલવાણી સાંભલીને તે તરૂણ ભોળી બાળાને આ ઠગારી સ્ત્રી કહેવા લાગી કે,' હજી તું મને ઓલખી શકી નથી કે ? બરાબર છે ! જ્યારે હું અહીંથી ગઈ ત્યારે તે વખતે તું બહુ ન્હાની હતી તેથી તું મને ઓખી શકી નથી. તે વખતે તારી

મા ભયંકર મોતના બીછાના ઉપર પડી પડી સેવટની ઘડીની રાહ જોતી હતી, તે વખતે તને સંભાળવા માટે અને તને દુધ પાઇને ઉછેરવા મને રાખી હતી. તે તું ક્યાંથી જાણે ? અને જે મને જાણતા હતાં, અને ઓળખતા હતાં તેપણ બધા મરી ફીટયા હોય એમ મને લાગે છે. તારો મેલાપ કરવા માટે મેં તારા તે આગળા નોકરોની બહુ તપાસ કરી પણ ક્યાંય પણ તેનો પત્તો મળ્યો નહીં તેથી હું તારા માબાપનું અને તારૂં નામ પુછતી પુછતી આજે પંદર દીવસે તારા ઘરનો પત્તો મળ્યો છે. તારી મા ઇશ્વરની કરૂણાથી સાજી થયા પછી ઘરનું કામકાજ કરવા લાગ્યા પછી હું તારી માની રજા લઇને કાશીની જાત્રા કરવા ગઇ હતી. પણ મારો દીકરો ઘણો બીમાર છે. એવા સમાચાર સાંભળીને, અને તને એકવાર ફરીને જોવી એ ઉમેદથી અહીંઆ આવીશ્યું, એટલું બોલી રહ્યાં પછી તે ચતુર ચતુરા ચતુરાઇથી પાછી રડવા લાગી. અને રડતી રડતી અને આંખોમાંથી આંસુ પાડતી પાડતી બોલી કે, જેટલો શોખ કરવો એ દુઃખમયજ છે એટલુજ નહીં, પણ શરીરનાં ગાત્રોને ગાળી નાખનારો છે. બીજું કાંઇ નહીં. આ સ્થળે તે હજી પુરૂં બોલી રહી નથી એટલામાં વચ્ચે તે તરૂણ બાળા બોલી ઉઠી કે ! ' જે વખતે તું અહીંથી ગઇ તે વખતે હું ઘણી નાની હોવાના સબબથી હું તને બરાબર ઓળખી શકી નથી. મારા માબાપને મરીગયાને છ માસ થયા છે, તેથીજ હું બાલાપણામાંજ એકલી પડી ગઇછું. હું તને મારી માતા સમાન ગણુંછું તેટલા માટે તારી જે ઇચ્છા હોય તે મને કહે.' પોતાના કપટ રૂપી ચટકામાં આ તરૂણ બાલાને બરાબર સપડાયેલી જોઇ તે વેષધારી રાજકન્યા ધુતારણે કહ્યું કે, ' છોકરી ! મારી ઇચ્છા તારીપાસેથી પૂર્ણ થશે કીંવા નહી એવા માટે મને સંશય છે; માટે તને કહેવા પછી

જો તે પૂર્ણ નહીં થઇ તો મારૂં બોલવું વ્યર્થ જશે, માટે મારાથી કહેવાતું નથી. આ ધુતારણનાં આવા વીનયી શબ્દોથી થયેલી ઉમદા અસરથી તે તરૂણબાળા એકદમ ભોળવાઇ જઇને તે ઠગારી ધુતારણને કહેવા લાગીકે, 'હે વૃદ્ધ દાસી ! તારા આવા બોલવા ઉપરથી મારી પૂર્ણ રીતે ખાત્રી થઇ ચુકી છે કે તું મારી રક્ષક જુની દાસી છે. માટે તું કોઇ વાતે ન ગભરાતી. મારા ઉપર વિશ્વાસ રાખ. હું તારા તે શબ્દને પાછો ફેરવીશ નહીં.' . . .

આ કોમળ હૃદયવાળી તરૂણ બાળાના મુખમાંથી નીકળેલા આવા મધુરા શબ્દો સાંભળતાની વાર તે ઠગારણે તે બાળાનું વચન લઇ લીધા પછી તે બોલી કે, 'છોકરી ! તારા કરતાં બે વર્ષે મ્હોટો મારો એકનો એક છોકરો છે. તે ઘણાક સમયથી તારી ઉપર મોહીત પડ્યો છે. તારા શશીસમ મુખકમળનાં દર્શન થવા અશક્ય હોવાને લીધે તે દીનપ્રતિદીન ઝુરતો જાય છે.

. હું આ વાત મુદ્દલ જાણતી નહોતી અને તે હું ન જાણી શકું તેટલા માટે મારો છોકરો પોતાનું દુઃખ મને જરા પણ જણાવતો નહોતો. શા માટે એના શરીરનો રંગ બદલાતો જાય છે. શા માટે તે આખો દીવસ ને રાત ઉદાસ રહે છે, શા માટે પુરૂ ખાતો કે પીતો નથી. તે માટે હું તેને વારંવાર પુછતી હતી પણ તે મને તે માટે જરા પણ જણાવતો નહોતો. મેં તે માટે બારીક તપાસ ચલાવી, છતાં હું કાંઇ જાણી ન શકી. કેટલાક દીવસ પછી તે પોતાના ઓરડામાં સૂતે સૂતે તારા રૂપનું વર્ણન કરતો હતો. અને તેની સાથે તારા પ્રેમની માગણી જાણે તારી સાથે કેમ ન કરતો હોય એમ

બકતો હતો. તે શબ્દો મારા કાને આવવાથી હું તરત તેની પાસે દોડી ગઇ અને તેને પુછયું કે આ તું શુ બકે છે તે સત્ય છે કે અસત્ય છે.

મારા આ શબ્દો સાંભળવાની સાથે તે બોલ્યો કે, હા સત્યછે; તે વીયોગથી હું ઝુરૂ છું જો તું મારી માતા હોયતો અને મને મરતો બચાવવાની ઇચ્છા રાખતી હોયતો તે મારી પ્રેમદાનો મને એકવાર ભેટો કરી આપ ' ત્યારેજ હુ આ ઘોટાળાથી જાણી શકીછું, હવે જો તારી ભેટ નહી થાયતો, તે જલદીથી મૃત્યું પામશે. ને તે બદલ તેના મરણનું તુંજ કારણ થઇશ. માટે જો તું તેની દયા લાવીને એક વખત તારૂં સુંદર મુખ તેને બતાવીશ, સત્યકાર કરીને બોલાવીશ, તો તારા બદલ તેને ઉત્પન્ન થયેલુ મહા દુખ એક ક્ષણમા મટી જશે.

આ ધુતારણની આવી કઠોર વાણી સાંભળતાની વાર તે તરૂણ વાળા એક ક્ષણ તો વીચારનાં પડી ગઇ હવે આને કેવી રીતે જવાબ આપવો તેનો તેને કાંઈ પણ વીચાર ન સુઝવાથી તે ગદ ગદીત કંઠે તે ધુતારણને કહેવા લાગીકે અરે દાગી ' તું આશું બોલે છે ' આજ દીવસ સુધીમા હું કોઇ પણ પુરૂષની નજરે પડી નથી એમ છતાં હું તારા છોકરાની નજરે કેમ પડું ? તે ઠગારણે કહ્યું કે, 'એક દીવસે તું મંદીરે દર્શન કરવા જતી હતી તે વખતે તારી અને તેની એક નજર થતાંજ, તે તારા રૂપ ગુણ ઉપર મોહીત પડી ફરીને એકવાર તારા દર્શન કરવાને માટે અને તારા મધુર શબ્દો સાંભળવા સારૂં ઝુરતો જાય છે. ' જો તું તારૂં વચન પાળવાને ના કહેતી હોય તો ના કહે. હું ચાલી જઉં.

આવું તેનું કપટ યુકત ભાષણ તે તરૂણા વાળાને ખરૂં લાગવાથી તે બોલી કે, 'એ દાસી ! જે માટે મેં તને વચન દીધું છે, તે માટે તારા છોકરાની ઇચ્છા પૂર્ણ કરવા સારૂ હું તારી સાથે આવું છુ પરંતુ આ વાત કોઇના જાણવામાં આવવી ન જોઇએ.' તેણે કહ્યું કે, 'તે માટે તું નચીંત રહે, કે કોઇને પણ જાણવા દઇશ નહીં' જે હું એવા કામમાં પક્કો ચાલાક છુ. શી તાકાત છે કે તારૂં કોઇ નામ લઇ શકે.

વચનથી બંધાઇ ગયેલી તરૂણા બાગ સારા નરસાનો કંઇ પણ વીચાર કર્યા વગર આ મહા ઠગણીને વશ થઇ ગઇ. છતાં તેના અંતઃકરણમાં પડેલાં ભયને લીધે તેનુ કોમલ મુખ એક ક્ષણમાં ઝાંખું પડી ગયું. એટલુંજ નહીં પણ અંદરથી તેની લાગણી બહુ દુઃખાવાથી તેનુ શરીર કંપવા લાગ્યુ. પણ શુ કરે નિરૂપાય ! આ કપટ કાલની મુર્તિને તે ઓળખી શકી નહીં

આમ કરવું નહી જોઇએ, અને જો કરીશ તો મારા કુળને, અને માગ ધર્મને મ્હોટું કલંક લાગશે. અને જો તેમ નહીં કરીશ તો મારા દીધેલા વચનનો ભંગ થશે એમ જાણવા છતાં, ગમે તેમ થાય પણ મારા વચનનો ભંગ ન થાય તેટલા માટે મારે જવુંજ જોઇએ. એવા દ્રઢથી તેણે પોતાની એક નિમકહલાલ દાસીને પોતાની પાસે બોલાવીને કહ્યુ કે–પેટીમાંથી સો મ્હોર અને ખાસ દાગીનાની પેટી લઇ હાજર કર.

પોતાની પાલક બાઇનો હુકમ થતાજ દાસી તરત ઘરમાં ગઇ, અને સો મ્હોર અને દાગીનાની પેટી લાવીને તેની આગળ મુકી

દીધી. તે મોહોરો પોતાના હાથમાં લઇને તે તરૂણ બાળા તે કપટ ખોર ઠગલબાજ ધુતારણને આપવા લાગી. ત્યારે તેણે કહ્યું કે, તું મારી સાથે આવીશ એટલે મને સર્વ મલ્યું ' પણ તે બાળા તેના કહેવા મુજબ નવર્તનાં મ્હોટા આગ્રહથી તે મહોરો તેને આપી. પછી તેણીએ અમુલ્ય દાગીના અને અલંકારક આભુષણો પહેરી લઇને પોતાની દાસીને કહ્યું કે, ' મારે માટે કોઇ પણ પુછે તો, હું મારી માસીને ઘેર ગઇ છું એમ તું કહેજે.

આટલું કહીને તે તરૂણ બાળા તે ધુતારણની સાથે પોતાના ઘરની નીચે ઉતરી અને એકએકની પાછળ ચાલવા લાગી. એ ઠગ સ્ત્રી તે પાછળ ચાલી ને જોઇને તેણી કેવી યુક્તીથી ફસાવવી તે માટે વીચાર કરતી કરતી ભર બજારમાં આવી ને બજારમાં પોતાની એક દુકાનમાં એક બહુ સ્વરૂપવાન તરૂણ સરાફ અલંકાર ધારણ કરી બેઠો છે તે જોઇને તેણીએ તે તરૂણ બાળાને એક ક્ષણ એક બાજુ ઉભી રાખી પોતે તે તરૂણ સરાફની પાસે જઇને ઉભી. આ ડુક્કિને પોતાની દુકાને એકાએક આવેલી જોઇને સરાફે તેને પુછ્યુ કે, ' તું શા માટે આવી છે ? તેણીએ કહ્યું કે, 'ભાઇ રે ! તને કાંઇક છાની વાત કહેવાને આવી છુ. તેટલા માટે આ તારા ચાકરને અહીંથી જવા દે.' તેથી તેણે પોતાના ચાકરને દુકાનના અંદરના ભાગમાં જવાને કહ્યું. આ બોલી પોતાના સાણ-સામાં સપડાવવા માટે તરત આ કુટ્ટનાખોર સ્ત્રીએ ઝટ પોતાના મ્હોઢા ઉપરનો બુરખો ખીસવી નાખીને રસ્તા ઉપર ઉભી રહેલી તે તરૂણ બાળાને તેને બતાવીને કહ્યું કે, 'આ મારી છોકરી છે, અને તેના હજી સુધી લગન કરવામાં આવ્યા નથી. આજ ચારેક દીવસ થયા તે પહેલા

પોતાના ઘરની બારી આગળ ઉભી હતી તે વખતે તું રસ્તેથી જતો હતો ત્યારે તેની નજરે તું પડવાથી તે તારા પર મોહી પડી હતી અને દાસીથી તારૂં આ ઠેકાણું જાણી લીધું. તે દીવસથી તે તારી ભેટ કરવા માટે રાત દીવસ ઝુરી રહી હતી. તે મારી એકની એક છોકરી હોવાથી તેનું દુઃખ મારાથી જોઈ શકાતું ન હોવાથી હું તારી પાસે આવી છું.'

આ ધુતારણના આવા મોહ ઉપજાવનારા કામદેવને જાગૃત કરનાર શબ્દો સાભળતાજ તે સરાફ થાકુળ વ્યાકુળ બની જઇને પોતાની સાથે સો મોહોરો લઇને તેને ઘેર જવા માટે પોતાની દુકાનની નીચે ઉતર્યો. તેઓની સાથે ચાલતો થયો.

આ ત્રણે જણા ચાલતાં ચાલતાં ગામની બહાર નિકળ્યાં અને જ્યા સરકારી બંગલાઓ બંધાતા હતા, તેની આસપાસ, તેનો એક મ્હોટો મીસ્ત્રી જાતે સુતાર રહેતો હતો, તેના પાસે જઇને તેના હાથમાં એક મ્હોર મુકીને તે ઠગારણે કહ્યું કે, 'ભાઇરે ! અમારી ઉપર દયા લાવીને આ તારા બંગલામાંથી એકાદ ખાલી દીવાનખાનું અમને બે કલાક સુધી વીસામો લેવા દે. કારણ કે આ સમે સખ્ત તાપ પડતો હોવાથી અમે ચણાની પેઠે સેકાઇ ગયા છીએ. અમારૂં ઘર અહીંથી બહુ છેટે છે. ત્યા પહોચતાં અમને ઓછામા ઓછા બે કલાક લાગશે તેટલા માટે થોડોક વીસામો ખાધા વગર છુટકોજ નથી.

લોભના થોભ નથી. લોભે લક્ષણ જાય છે. લોભ થતાજ, માણસ નહી કરવાનું કાર્ય કરવાને તત્પર થાય છે લોભથી સત્યનો ધર્મનો, વિવેકનો, સંપતીનો, સંતતીનો, કુટુંબનો અને અંતે પોતાનો

પણ નાશ થાય છે. જ્યારે મહાત્માઓ, રાજાઓ, શ્રીમંતો, વિદ્વાનોને લોભ થાય છે. ત્યારે બેઅકલી, બેસમજ અને મૂર્ખ સુતારને લોભ થાય તેમાં નવાઈ શી?

દ્રવ્ય લોભને આધીન થઈ જઇને તે સુતારે કહ્યું કે. 'આ બંગલો તમારો છે જોઇએ તેટલો વખત રહો.' એટલુ કહીને તે સુતાર બહાર પડેલા પોતાના ધોલીઆને પોતાના માણસની આગળ ઉપડાવીને પોતાના રહેવાના દીવાનખાનાની આગળ ખાલી પડેલા એક બીજા દીવાનખાનામાં પથરાવી આપ્યો. તે જોઇને આ ત્રણે જણુ તે દીવાનખાનામાં જઈ આરામ લેતા બેઠા. અને સુતાર પોતાના ચાલતા કારખાનામાં જઈ કામે લાગી ગયો અને પોતે બહાર નીકળી સુતારને પોતાને કામે લાગેલો જોઇને, તે ઠગારણુ તે બંનેને ખાટલા ઉપર સુઇ જવાનું કહીને પોતે દીવાનખાનાની, તેનો દરવાજો બહાર આવી દરવાજો બંધ કરી દીધો. પોતાનો મુળ હેતુ પાર પાડવા માટે આ સ્રીપુરૂષને ફસાવવા એવો દ્રઢ વીચાર મનમા કરીને તે ઠગારણુ ઝટ ત્યાંથી ઉઠી અને તે સુતારની પાસે ગઇ. અને તેને કામ કરતો અટકાવીને કહ્યું કે, 'ભાઈ મારી સાથે જે બાળા આવેલી છે તે મારી છોકરી થાય છે, અને તે પુરૂષ તે મારો જમાઇ છે. છોકરીના ભાગ્યહીણુને લીધે હું ઘણી દુઃખી થઇ ગઈ છું. કારણુ કે મારી આ સ્વરૂપવાન અને ગુણીયલ છોકરી સાથે તેનો પતી બરોબર રીતે વર્તતો નથી. એટલુંજ નહી પણુ તેનો પતિ વારંવાર તેની ઉપર ઘાટકીપણું ગુજારે છે. તેટલા માટે. તેનો ફડચો કેવી રીતે કરવો તે માટે. જમાઈ અને છોકરીને સાથે લઇને ન્યાયધીશને ઘેર ગઈ હતી.

ન્યાયધીશના પુછવાથી મેં કહ્યું કે, અમારી નાતના રીવાજ

પ્રમાણે, મારી છોકરીના તેના ધણીથી છુટા છેડા કરાવી એક એકની ફારગતી લખી એક એકને આપી એક એકથી છુટા થઈ જવા માટે આપની પાસે અમે સર્વ જણા આવ્યા છૈયે, ન્યાયધીસે અમે ત્રણે જણાને જુદી જુદી રીતે પુછીને, તેમ નહીં કરવાને અમને સખ્ત તાકીદ આપીને અમારે ઘેર જવાની રજા આપી હતી.

ન્યાયધીશના આવા ચુકાદાથી હું ઘણી નારાજ થઈ ગઈ. અને હવે શું કરૂં તેનો વીચાર કરતી કરતી અહીં સુધી આવી છું.

તું જુવાન છે. તારે બાઈડી છોકરા નથી. અને તું તારૂં પોષણ કરવાને સમર્થ છે. તું સીલ્પ શાસ્ત્રી છે. અને સીલ્પ શાસ્ત્રમાં તું નીપુંણ છે તારા હાથ નીચે હજારો માણસોને કામ કરતા જોઈને મને મહા આંનદ પ્રાપ્ત થયો છે, અને તુ મારી આ એકની એક છોકરીની મન કામના પૂર્ણ કરી શકીશ એવી મારી ખાત્રી થવાથી. હુ તારી ઉપર રીઝી રીઝી થઈ ગઈ છુ. અને એટલા માટે મારી છોકરી સાથે તારા લગ્ન કરી આપવાને તૈયાર થઈ છુ. આ એકની એક છોકરી હોવાથી તેનુ દુઃખ હું જોઈ શકતી નથી. તેટલા માટે તું જો મારી આ વાત કબુલ કરીશ તો મને મ્હોટો આનંદ થશે.

તે સુંદરી જ્યારે તે સુતારનાં કારખાના આગળ આવી હતી. ત્યારે તેનું સ્વરૂપ તેણે જોયું હતું તેનેલીધે તેના સૌંદર્યથી તે પોતાનું ભાન ભુલી જઈને બોલ્યો કે, 'બાઈ' તું જે કાંઈ કહે છે તે સર્વ ખરૂં છે. માટે તારા જમાઇ પાસેથી છુટાછેડાની ફારગતી લખાવી મને આપતો હું મોટા હર્ષની સાથે તારી છોકરી સાથે લગ્ન કરીને તારી મરજી મુજબ વરતીશ.'

આ પ્રમાણે સુતારની સાથે વાતચિત કરીને તે ઠગારણ બંગલાની ઉપર ગઇ અને દીવાનખાનાની અંદર શું થાય છે, તે જોવાલાગી.

આ વખતે તે સરાફ અને તે બાળાં બંને આનંદની વાતો કરી રહ્યાં હતાં તે જોઇને તે ઠગારણ દીવાનખાનાનો દરવાજો ઉઘાડી એકદમ તેની પાસેગઇ..અને જોતાંજ આ બંનેજણા સરમાઇ જઇ નીચુ ઘાલી ગયા.

તે ધુતારણ બોલી કે, 'મારા વ્હાલા બાલકો' તમે જરાપણ સરમાશો નહીં. તમારી ઈચ્છાનુંસાર આનંદ લુટો. મને લાગે છે કે આ દાગીના અને વસ્ત્રો તમારા રંગને ભંગ કરતા થઇ પડયા છે. જુઓ જુઓ! તેના ભારથી તમારા શરીર ઉપર કેટલો બધો પરસેવો છુટયો છે. અને તે પરસેવાથી તમારા વસ્ત્રો અને દાગીના કેવા ભીનાઇ ગયા છે.

આ વખતે ભાર રૂપ થઇ પડેલા દાગીના ઉતારી મને આપીદો, અને પછી જુઓકે તમારા આનદનો રંગ કેવો જામે છે.

જ્યારે કોઈ પણ માણસ કોઈ પણ પ્રકારનાં લોભમાં ફસાઈ જાય છે, ત્યારે તે માણસ સારા નરસનો વીચાર કરવાની શકતીનો ત્યાગ કરી દઈને લોભનો લાડવો બતાવનારને આધીન થઇ જતા વાર લાગતી નથી.

જો કે વાંચક! આ ઠગારણે પણ ઉંચા ખાનદાનની હોઇને, ઉંચા ગુણની સાક્ષાત પ્રતિમા છતા, અને એક રાજ સત્તા ચલાવનાર પુરૂષ

કતાં વધારે સત્તા ભોગવનાર કીસોર વયની બાળાના કાનને વીધી આરપાર નીકળી જનાર ઉજ્જેણી નગરીના વીક્રમ રાજાના પરાક્રમી કુમાર સવાઇ વીક્રમના ગર્વ ભરેલા ઢંઢેરાનું અભિમાન ઉતારવાનો લોભ થતાજ તે રાજ બાળાની બુધિ બદલાઇ 'જતાં કંઇ વાર લાગી. તો પછી જેને આ સંસારનો અનુભવ થયો નથી. અને દુનીયા કેવી છે તેનો રંગ પારખ્યો નથી તેવા માણસોને કાંઇ પણ વસ્તુ પ્રાપ્ત કરવાનો લોભ થાય તેમાં નવાઇ શી ? સમજતો નથી. આ બુને પાત્રોએ તરત પોતાના અમુલ્ય દાગીના ઉતારી તે ઠગારણને સોપી દીધા. ને દાગીના પોતાના સ્વાધીનમાં લઇને તે ધુતારણીએ આ બંનેને કહ્યુ કે, હવે તમે સુખેથી આરામલો. હુ બહાર જઈ ઉભાછુ એટલુ કહીને તે સુતાર પાસે આવીને સુતારના હાથમાં એક સોના મ્હોર મુકીને કહ્યુ કે, 'ભાઇરે ! અમને બહુ ભુખ લાગી છે, માટે થોડીક મીઠાઇ લાવી આપ.

ભોળો બીચારો સુતાર ! અકળતો પુરો બારદાન ! તે આ ઠગારણના કાળા દાવા શું સમજતો હતો ! મ્હોર જોતાજ લલચાઇ ગયો. અને મુઠી વાળી ગામ ભણી દોડયો

સુતારને ગામ ભણી જતા જોઇને, આ ધુતારણ તરત બાજુના દીવાનખાનામાં એઠી અને સુતારની પેટી પટારા ભાગી તેમાંથી જેટલું રોકડ મળ્યું તેટલું લઇને, અને તેના પોટલા બાંધી લીધા અને પુરૂ-ષનો વેષ ધારણ કરી બંગલાની નીચે આવીને બહાર નીકલી અને રોકડ અને દાગીનાનો તથા ઉંચા લુગડાઓના ગાંસડાઓ બાંધેલા પોટલા કેવી રીતે લઇ જવા તેનો વીચાર કરતી

ઉભી છે. એટલામાં તે રસ્તેથી એક ઉંટવાળાને જતો જોઇને તે તેની પાસે ગઇ અને તેને નમન કરીને કહ્યુ કે, એ ઉંટવાળા મ્હેરબાની કરીરે તારો ઉંટ મને ભાડાથી આપીશ. મારૂં ઘર ગામમાં છે. ત્યાં મારો સામાંન લઇ જવાનો છે. માત્ર બે ખેપ થશે. પ્રથમ નીચે આ જે પોટલાઓ પડેલા છે તે પહેલા મુકી આવ્યા પછી બ.જી ખેપમાં બાકીનો સર્વ સામાન લઇ જતી વખતે તને સાથે લઇ જઇશ અને તારૂં ભાડુ ચુકવી આપીશ. એટલુ કહી નીચે તાળુ મારી દીધું.

ઉંટવાળાએ તેની વાત કબુલ કરીને તરત પોતાના ઉંટને નીચે બેસાડી દીધું તે જોઇને તે ધુતારણ તરત ઉંટની ઉપર ચડી બેઠી, અને ઉંટને ઉઠાડી ચાલતી વખતે ઉંટવાળાને કહેતી ગઇ કે હું હમણા આવું છું.' એટલું કહી તે તરત ત્યાંથી નીકળી ગઇ. થોડોક વખત વીતી ગયા પછી તે સુતાર પોતાના ઘર નીચે આવી જુએ છે તો બંગલાના દરવાજા ઉપર તાળું મારેલું અને તેની આગળ એક માણસને તેના હાથમાં દરવાજાની તાળાની ચાવી જોઇને તે સુતાર ચકીત થઇ જઇને, તે ઉંટવાળાને બેસવાનું કારણ પુછવા લાગ્યો ત્યારે તે ઉંટવાળા જેટલું જાણતો હતો તેટલું તે સુતારને કહ્યું. તે સાંભળતાંજ હાય મારા બાપરે ! મને રાંડે મારી નાખ્યો !! બંગલાનો માલીક તો હું છું, અને ધણી થઇને ધોળે દીવસે મારા ઘરનો સામાન લઈ ગઇ તે ખરેખર ચાલતી હોવી જોઇએ એમ લાગે છે. આવી રીતનો લવારો કરીને તેની પાસેથી બંગલાની ચાવી માગી તે ઉંટવાળાએ કહ્યું કે ઘરનો માલીક આવ્યા સીવાય બંગલાના દરવાજાની ચાવી આપનાર નથી. ઉંટવાળાનાં આવા જવાબો સાંભળી

સુતારભાઇના ક્રોધનો પાર રહ્યો નહીં તરત પોતાના કારખાનામાં દોડી જઇને એક પકડ અને હથોડી ઉપાડી લાવીને તે બંગલાનું તાળું ભાંગી નાંખ્યું. દીવાનખાના અંદર સરાફ અને તે તરૂણી જાગૃત થતાંજ તે સરાફ તે તરૂણીને કહ્યું કે, પ્રીયા ! જો તને કાંઇક હીરા માણેક વગેરે ઝવાહીર જોતા હોય તો તારી માને કહીને મારી પાસેથી મંગાવી લેજે તે તરૂણીએ તે સરાફને .કહ્યું કે ' મારી માતાને મરી ગયાને બહુ વર્ષ વીતી ગયા છે, તો પછી મારી મા આવી કયાંથી?

સરાફ—તારી માતો બંગલાની બહાર બેઠા છે. અને તું આમ કેમ બોલે છે ?

તરૂણ—તે તો તમારી મા છે ! ' આવી રીતે બંનેના વચ્ચે આડા અવળા સવાલો થતાં સઘળો ભેદ ઉઘડી જવાથી આમાં કંઇક દગા જેવું લાગે છે. એવું સમજીને તે સરાફ નીચે ઉતર્યો અને જોયું દરવાજા આગળ બંધ જોયો ! તે જોતાંજ, અરે ! રાંડે મારી નાખ્યા રાંડ મોટી દગા ખોર ! નીકળી ફસાવી કયાં નિકળી ગઇ ! દીવાનખાનાની બારીના અંદરથી બહાર જોવા લાગ્યો, તો નીચે બે માણુસને લડતાં દીઠાં એટલામાં તે તરૂણી સરાફ પાસે આવી તે જોઇને સરાફ તેને કહેવા લાગ્યો કે, ' તારી મા મારા દાગીના લઇ ગઇ તે બોલી કે તારી મા મને ફસાવી ગઇ. આ પ્રમાણે દીવાન-ખાનામાં એની સાથે ઝઘડો ચાલી રહ્યો છે. એટલામાં સુનારે બારણાનું તાળું ફોડી નાખ્યું. અને અંદર જોરથી લડી રહ્યા છે તે સુનારને નજરે પડયા. તે ઉપરથી આ પણ તે ચોર સ્ત્રીના ભાગી-

હાર છે એમ સમજીને તે સુતાર તેને મારવાને દોડયો. એટલામાં તે રસ્તેથી કોટવાલ નિકળ્યો તેણે આ ગડબડ સાંભળી તરત એ મ્હેલમાં દાખલ થયો અને ચારે જણને પકડી રાજાની પાસે લઇ જઇ ઉભા રાખ્યા. રાજાએ સર્વ હકીકત સાંભળી લઇને તે ધુતારણ સ્ત્રીની તપાસ કરવા માટે કોટવાલ અને પ્રધાનને સખ્ત તાકીદ આપી અને તે ચાર જણને સમજાવી દરબારમાં ધીરજ આપી આ સર્વ હકીકત તેજ દીવસે ગામમાં પસરી ગઈ. ત્યારે સર્વ લોક આશ્ચર્ય પામીને કહેવા લાગ્યા કે, 'આગળ જે પ્રમાણે ચતુરસીંહ પોતાના અલોકીક ચતુરાઇથી સર્વ લોકને ઠગતો હતો તે પ્રમાણે આ કોઇ ચાલાક ધુતારણ લોકોને ઠગી ફસાવે છે એવા પ્રકારની વાતો જ્યાં ત્યાં ચાલવા લાગી

---

## વાર્તા ૪ થી.

---

### સુતારનુ મન ફરકયું.

એક ધુતારણ સ્ત્રીએ ધોળે દીવસે ત્રણ જણને પોતાની યુક્તીથી ફસાવી, ને ભભુતી ચોળાવનાને છ પાંચ ગણી ગઇ, તેની ફરયાદ રાજા પાસે જતાં, રાજાએ તેનો બરાબર ન્યાય ન કરવાથી સુથાર બહુ નીરાસ થઇ જઇને મનમાં કહેવા લાગ્યો કે, હવે મારે એને માટે શું કરવું જોઇએ. તેનો વીચાર કરતો કરતો પોતાને ઘેર આવ્યો.

પોતાને ઘેર આવ્યા પછી તે બહુ ઉશ્કેરાઇ જઇને બડબડવા લાગ્યો કે, ' એક સ્રી મારા જેવા કારીગરને હથેલીમાં ચાંદ બતાવીને પસાર થઇ ગઇ તો, બીજા ભોળા માણસને ફસાવી તેને ખાવા કરે તેમાં નવાઇ શી' એકવાર તેની ખબર લઇશ ! એકવાર હું તેનો ગર્વ ઉતારીશ ! એકવાર સાણસામાં સપડાવી મારી મારા કરતાં ચાર ઘણો માલ લઇશ' લઇશ ' ને લઇશ ' ! જો ન લઉં તો મારૂં નામ સીલ્પ શાસ્ત્ર નહી' જો એકવાર તેનો હાથ પકડી મારા ઘરમાં મારા ઘરનું ઝાડું ન કઢાવું તો મારી જનેતાને ધીકાર છે. ' ! !

બસ તેને ફસાવનારી મારી પાસે એક અજબ ચીંજ છે, અને તે ચીજ બનાવતાં બનાવતાં હજારો રૂપીઆનો ભોગ આપી મારી જીંદગી ગુમાવી છે તે વસ્તુ આજે નહી અજમાવું ત્યારે કયારે અજમાવીશ. અજમાવવાનો આજ સમય છે. '

આમ બડબડતો બડબડતો પોતાના ઘરના બીજા ઓરડામાં ગયો અને એક મ્હોટો પટારો ઉઘાડી તેમાંથી એક કાષ્ટની પુતળી બહાર કાઢીને બહાર લાવી પોતાની સામે ઉભી રાખીને મનમાં કહેવા લાગ્યો કે, આ મારી જગ ધુતારણ કાષ્ટની પુતળી કેટલી બધી ચાલાક છે. કેટલી બધી ચતુર છે. તેની ચતુરાઇના વખાણ હું શુ કરૂં પણ તેનુ પરાક્રમ જોઇ જગતના લોક કહશે ત્યારેજ મારી શકતીની કીંમત અંકાશે. '

આમ લવારો કરીને તે પુતળી બરાબર અલંકારોથી સણગારી અને તેની સર્વ કળો તપાસી જોઇને ખડખડ હસી પડ્યો.

રંગ છે. પુતલી ! હવે મારી ખાત્રી થઇ છે કે, તુ તે ઠગારણને પ-કડી મારી પાસે લાવી શકીશ. ઓ પુતળી ! મારી વ્હાલી પુતળી ! જ્યારે હુ તને રાજાની દરબારમાં લઇ જઉ ત્યારે તુ તીલોતમાની પેઠે તારો હાવ ભાવ બતાવી રાજાને રીઝવ્યા વગર રહીશ નહીં. અને ચાળા કરીને રાજાને સમજાવ જે કે હે રાજા ! નગરમાં આ-વેલી ધુતારણને હું પણ લાવીશ. !

• • •

જ્યારે રાજા તેમ કરવાને તને રજા આપે ત્યારે તુ ત્યાંથી ચાલી નિકળી નગરીના તારચોકમાં જઇને ઉભી રહેજે અને જે સ્ત્રી તારા હાથના અને શરીર ઉપરના દાગીના કાઢવાને આવે કે તરત તું તારી છાતી સાથે ડાબી દેજે, પછી હુ તેને જોઇ લઇશ.'

આ પ્રમાણે પોતાનો વીચાર દ્રઢ કરીને પોતાના કામમાં રોકાઇ ગયો.

---

## વારતા ૫ મી.

### રાજાની નીરાશી–સુતારનુ પરાક્રમ.

---

રાજાના હુકમથી કોટવાલ અને પ્રધાને તે ધુતારણ સ્ત્રીની બહુ શોધ કરી પરંતુ તેનો ક્યાય પતો ન લાગવાથી ત્યારે તેઓ

નીરાસ થઈ તે સંબંધી સર્વ હકીકત રાજાને જણાવી તે સાંભળી રાજાને બહુ નવાઈ જેવું લાગવાથી અપકીર્તીના ભયને લીધે રાજાએ દરબાર ભરી તે ધુતારણ સ્ત્રીને પકડી લાવવા માટે ભર દરબારની વચ્ચે બીડું મુકયુ પણ બીરૂં તે ઉપાડવાની કોઈએ હીંમત કરી નહીં. અને તેથી આખી દરબાર ગમગીન બની ગઈ.

એટલામાં તે સુથાર પહેલી પુતલીનો હાથ પકડી દરબારમાં દાખલ થઈને તે પુતળીને રાજાની સન્મુખ ઉભી કરી, ને પુતળીના માથા ઉપર હાથ ફેરવનાજ તે પુતળી નાચ કરવા લાગી.

તે જોઈ તમામ દરબાર છક બની ગઈ. દરબારને છક બની ગયેલી જોઈને તે પુતળી પોતાની આંખોના ઇસારાને ચલાવવા લાગી નાચતી નાચતી તે પુતળી જ્યા બીડું પડયુ હતું ત્યાં ગઈ, અને રાજાને બે હાથની ઇસારત કરીને કંઇક સમસ્યામાં સમજાવીને તે બીડું મોઢામાં મુકી ઉભી રહી.

આ કાષ્ટની પુતળી છે કે કોઈ અમોલ પરસ્તાનની પરી છે, તેની કોઈ પરીક્ષા કરી શકયુ નહીં અને તેની પરીક્ષા કરવાને આખા દરબારમાંથી કોઈ પણ હીંમત કરી શકયુ નહીં. આ જોઈ રાજાએ આને લાવનારને કહ્યુ કે, તુ જે સ્ત્રીને તારી સાથે લાવ્યો છે તે સ્ત્રી શુ તે ધુતારણને પકડી શકશે કે?' સુથારે કહ્યું કે હા સાહેબ!

આ મારી સ્ત્રી છે. પણ અમોલ છે! નહીં બોલવાનું મુની મન લીધું છે તે જે કાંઈ કહે છે અને કરે છે તે સર્વ ઇસારાથી કરે છે.

રાજાએ કહ્યું કે, ઠીક છે. જાઓ ત્યારે તમારૂં કામ બજાવો ! જો તમે તે ધુતારણને પકડીને લાવશો તો હું તને અને તારી આ અબોલ સ્ત્રીને સારૂ ઇનામ આપીશ. '

તે સુથાર અને તેની અબોલા સ્ત્રી આખા દરબારને નમસ્કાર કરી દરબારૂ છોડી ચાલી ગયા.

---

## વારતા ૬ ઠી.

### તે અબોલ સ્ત્રીએ સમસ્યામાં શું મજાવ્યું હતું ?

---

વાંચક ! તું આ માટે કાંઇક પણ પ્રશ્ન પુછે તે પહેલાં મારે તારા મનનું સમાધાન કરવું જોઇએ.

તે અબોલ અને નવ સ્વરૂપાએ રાજા દરબારમાં સમસ્યામાં એવી રીતે સમજાવીને બીડું ઝાળી ગઇ હતી કે, 'પુરૂષ સીવાય કોઈ પણ સ્ત્રી થઇ વૃદ્ધ હો કેવા જુવાન હો તેમાંથી કોઇ પણ સ્ત્રી જો આજ રાતના નગરીના કોઇ પણ ભાગના રસ્તા ઉપરથી મને સાંધીને મારા શરીર ઉપરના તમામ અલંકારો ઉતારી લેશે તો તેને હું આ જગતની ચક્રવતી ધુતારણ ( રાણી ) ની પદવી આપીશ, અને આપીશ એટલું જ નહીં પણ તેની હું સદાની

શુશ્રામડી થઇને રહીશ. પણ હે? રાજા મારી ઉપર કૃપા કરીને મારી આ સમસ્યાનો ભેદ આ સમે આ દરબારને ન જણાવતાં ગુપ્ત રાખજો. તેથી રાજાએ તે અબોલ રાણીના માનનો ભંગ ન કરતાં તેનું કાર્ય કરવાની પરવાનગી આપી.

રાજાની પરવાનગી લઇને પોતાના પતિ સાથે તે અબોલરાણી પોતાને ઘેર આવી. રાતની રાહ જોતાં બેઠી.

આ ખબર તે સુતારણને પડતા તે જરા મનમા ચમકી! ભડકી! ઘડીભરતો સ્થભ થઈ ગઈ. વીચાર શુન્ય બની કાપવા લાગી. આ કપાળથી તે ગોઠું ખાઇ પોતાના ઘરમાં પડી ગઈ. તેથી તેને કેટલીક ઘડી સુધી મુદ્દલ ભાન રહી નહીં.

આસ્તે આસ્તે તેને જેમ ભાન આવતું ગયુ તેમ તે દ્રઢ થની મનમાં બીકણ પણાનો ત્યાગ કરતી ગઇ. પણ હતી ત્યાંથી ઉભી થઇને મનમાં વીચાર કરવા લાગી. કે, જે કાર્ય કરવા માટે આવી છું, અને કાર્ય માટે મારા રાજનો ત્યાગ કર્યો છે. તે શુ આવી એક અબોલ સ્ત્રીના આવા ગર્વ ભરેલા શબ્દોથી શું હુ હરી જઇશ? હીંમત હારી જઇ પ્રતિજ્ઞા ઉપર પલીતો મુકી મારી કીર્તિનો કલંક લગાડી મારૂં કાળું મોઢું કરી શું હું મારા દેશમાં જઇશ? તે પણ મારા જેવી સ્ત્રી છે, અને તે ગમે તેટલી ચંચળ ચાલાક અને છળ કપટની બાજી ખેલનાર કાં ન હોય. તોય શું. હુ પણ જોઇશ! હું પણ તેની શકતીનો અજમાયશ કરીશ! અને મારી શકતીનો તેને ચમત્કાર બતાવીશ, પછી જે થવાનું હશે તે થશે. પણ એકવાર તો હું તેની

સોધ કરીશ અને તેની ઉપર મારૂ બળ અજમાવીશ ? પછી જોઉ છું કે તે જીતે છે કે હું'

આવી રીતે પોતાના મનમાં ઘટના ઘડતાં રાત પડવાની રાહ જોવા લાગી.

રાતના દશ વાગતાંજ તે અબોલ સ્ત્રી પોતાના ઘરમાંથી બહાર નિકળી નગરીની બજારનો રસ્તો લીધો અને તેની સાથે સુથાર પણ ચાલ્યો તે અબોલ સ્ત્રીની પાછળ કોણ છે ? અને તે અબોલ સ્ત્રી કેવા બળના આધાર ઉપર આડી અવળી ચાળા કરતી ચાલી જાય છે તે કોઇ પણ જોઇ શકે નહીં.

થોડાક સમય વીત્યા બાદ આ ધુતારણ સ્ત્રી નવ યૌવના બની, હાથમાં તરવાર ધારણ કરી તે અબોલ સ્ત્રીને સોધવા લાગી.

પોતાની પાછળ ધુતારણને આવતા જોઇને અબોલ સ્ત્રી સીધે રસ્તે ન જતાં આડે રસ્તે ચાલવા લાગી. તે જોઈ તે ધુતારણે પણ આડો રસ્તો લઇને પકડી પાડવા માટે તેની પુઠ લીધી.

તે અલબેલી સ્ત્રી ખુબ જોરમા ઘુમતી ઘુમતી કોઈ એકાદ શ્રીમંતનાં બાગમાં પેસી જઈને બીજે રસ્તેથી બહાર નિકળી ગઇ, તે આ ધુતારણ બાગની અંદર જઇ બીજે રસ્તેથી બહાર નિકળી આડે રસ્તે ચાલવા લાગી. તે જોઇને તે અબોલી સ્ત્રી તરત તેની પાછળ આવી તે ધુતારણના માથામાં એક મુઠી મારીને પાછી પીઠ ફેરવીને આગળ ચાલવા લાગી.

પોતાના માથા ઉપર મુઠી મારી પાછી પીઠ ફેરવી જનાર અબોલ સ્રીનું આવું પરાક્રમ જોઇને આ ધુતારણનું શરીર પરસેવાથી ભીંજાઇ ગયું. મો પડી ગયુ. દીલ તુટી ગયું. અને ફેંફેં કરવા લાગી. આ અબોલ સ્રી પાછી ફરીને તેની સામે આવી ઉભી અને હાથની ઇસારત કરીને કહ્યું કે, 'જુએ છે શું ? બતાવ તારૂં પરાક્રમ ! આ પ્રમાણે આ બંને વચે એક એકનું પાણી ઉતારવા માટે એક .એક પોતાની બાજી મેળવામાં કાંઇ પણ બાકી રાખ્યું નહીં. અને આ બાજી ખેલતાં સહવારના ચાર વાગવા આવ્યા.

આ જોઈ સુથારે પોતાની બાજીની રમત જલદીથી પુરી કરવા માટે પોતાની પુતલીને એકદમ તે ધુતારણની છાતી સામે લઇ ગયો. પોતાની સામે પોતાનુ પાણી ઉતારનાર અબોલી સ્રીને ઉભેલી જોઇને તે ધુતારણ એકદમ આવેશમાં આવી જઇને તે અબોલ સ્રીને પકડી લીધી અને એક હાથની અંદર તેને દબાવીને બીજા હાથથી જેવા તેના હાથ અને શરીર ઉપરના દાગીના કાઢવા જાય છે, એટલામાં તે અબોલ સ્રીએ એવો એક જોરથી ઝપાટો મારીને તેના હાથને છટકાવી નાખી પોતાની છાતી સાથે ડાબી નાખી

બને જણીઓ એક એકને છોટી ગયો, અને બને જણીઓ એક એકથી છુટી પડવા માટે પોતાના જોરને અજમાવવા લાગીઓ આ બંને વચ્ચે જબરૂ યુદ્ધ ચાલી રહયું છે, એટલામાં કોઇ એકાદ કળા ખોટકી જવાથી તે પુતળી એકદમ નીચે પડી ગઈ અને તેના હાથમાથી તે ધુતારણ છુટીને જેવી તેના દાગીના કાઢવા જાય છે તે પહેલાં તે સુથારે બીજી કોઈ યુક્તીથી તે પુતળીને એકદમ ઝુમ

ફરી દઈ પોતે ચાલતો થયો. આ જોઇ તે ધુતારણુ બહુ નિરાસ થઇ ગઇ અને આજે પોતાની ઠગ વિધામાં નિષ્ફળ નિવડી છે. એમ તેને ખાત્રી થવાથી તે બહુ પસ્તાવો કરતી મનમાં કહેવા લાગી કે જો આ વાત જાહેરમાં ફેલાઈ જઈ ચતુરસીંહ ઠગારાને કાને જશે તો તે કદી પણ મને પરણુનાર નથી. આમ વીચાર કરતી કરતી ઢીલી ઢબ અનીને ધીમે ધીમે પોતાને ઘેર ગઇ.

---

## વાર્તા ૭ મી.

---

### એક ગુપ્ત ભેદ.

હજી રાજા પ્રાતુશકાળનાં કાર્યથી પરવારી પોનાનાં સંસારી મંદીરમાં દાખલ થયો નથી. એટલામાં એક યુવાન વ્યકતી રાજા સમીપ રાજ રતી પ્રમાણે નમન કરી ઉભા રહી. આ ભવ્ય કાન્તી અને દીવ્ય સ્વરૂપવાળી યુવક વ્યકતીને પોતાના સમીપ ઉભી રહેલી જોઇને વિક્રમે હાસ્ય વદને કહયુ કે, ' આવા સમયે. આપને આવવાનુ શું કારણુ મળ્યું છો. તે જરા મને જણુાવશો ' કે તે વ્યકતીએ મોં મલકાવીને હસ્તે વદને રાજાને કહયું કે, ' આપ ન્યાયી સ્વતંત્ર અને દયાળુ' છે. એવી ખાત્રી મને થવાથી, અને વળી આપને, આપની પ્રજા કળા કૌયશલ્યમાં કેટલી બધી ચઢતી સત્તા ચલાવે છે તેનો કાંઇક

અનુભવ કરાવા માટે આવી છું. ઉમેદ છે કે, તે માટે હું આપને જે કાંઇ કહું તે પ્રમાણે વર્તવાને બંધાવાને વચન આપશો. '

આ વ્યકતીના પ્રમાણીકપણાની કાંઇક નીશાની બનાવી રહેલું તે વ્યકતીનું લેલાટ જોઇને, રાજાએ તે વ્યકતીને વચન આપીને કહયુ કે ખુશીથી કહો. કે તે પ્રમાણે વર્તવાને તૈયાર છું.

રાજાએ આપેલા વચનથી આનંદ પામેલી તે વ્યકતીએ કહ્યુંકે, ' ગઇ કાલે આપની દરબારમાં ધુતારણને પકડવા માટે આપે જે બીડું મુકયુ હતું. તે બીડું એક સુથારની અબોલ સ્ત્રી ચાવી ગઇ હતી. અને તે અબોલી સ્ત્રીએ અને તેના પતી સુથારે પરાક્રમ કરી બતાવ્યુ હતું તે મેં નજરે નજર જોયુ છે. પણ તે અબોલ સ્ત્રીને કંઇ ગફલતથી તે ધુતારણ પકડાતી સહેજમાં બચી ગઈ છે. તોય શું. પણ તે સુથાર અને તેની અબોલ સ્ત્રી. હમતે એકવાર પોતાની બીજી કાંઈ નવીન યુકતીથી તે ધુતારણને પકડવાને સામર્થ થાય તેટલા માટે, આપે આજે દરબાર ભરવી, અને ગઈ કાલે બનેલી બાબદ માટે ઝાઝી તકરાર નહી લાવતાં સહેજ દીલગીરી બતાવી ફરી બીજુ બીડું મુંકવું. પણ તે બીડું બીજાને ઉપાડવા ન દેતાં, હુ ધારૂં છું કે, તે બીડું તે અબોલ સ્ત્રીની સાથે આપણો તેનો સુથાર પતિ બીજા વેશમાં આવીને ઉપાડયા વગર કદી રહેનાર નથી. હવે આ વાતમાં ગુપ્ત ભેદ શું છે તે આપ અને આપની દરબાર જાણી શકયા નથી. તે આપને બતાવવા માટેજ આપના પાસે આવી છું'. રાજાએ તેમ કરવાની કબુલાત આપવાથી તે વ્યકતી. જે ઓરડામાં ચતુરસીંહ રહેતો હતો ત્યાં ગઈ.

આ વ્યકતીને પોતાના ઓરડામાં કોઇની પરવાનગી મેળવ્યા વગર બીન ધડક નીર્ભયતાથી સંભયપણું ધારણ કરી તે ચાલતી આવતી જોઇને ચતુરસીંહ એકદમ ચમકી ગયો. અને તેનું તેજોમય લલાટ અને તેની ભવ્ય કાન્તી જોઇને તે દીગમુઢ બની ગયો. પોતાની આ સ્થિતિને આપનાર વ્યક્તી જાણી ન શકે તેટલાં માટે ચતુરસીંહ તરત પોતાની જગ્યાએથી ઉભા થઈને સામે જઇ તેનો સત્કારથી એક આ-સનપર બેસાડી વીવેક મર્યાદાથી તેને પુછ્યું કે, અહો મંગળ મૂર્તિ! આપનું અત્યારે શા અર્થે આવવાનુ થયુ છે. તે કૃપા કરીને વીદીત કરશો ?

**વ્યકતી**—કેવળ આપની સેવા બજાવવાને માટેજ આવા સમયનો લાભ લીધો છે.

**ચતુરસીંહ**—મારી સેવા બજાવવાને જ માટે આપે અહીં સુધી આવવાની વ્યથા ભોગ લીધે તેનો ઉપકાર હું કંઈ ભુલી જવાનો નથી. કહો શી સેવા બજાવવાની ઇચ્છા રાખો છો.

**વ્યકતી**—તમો ઠગ વિદ્યામાં પ્રવીણ છો છતાં બીજા ઠગો છે, અને તેઓ પોતાની વીદ્યાથી બીજાઓને ઠગે છે તે વીદ્યામાં તમે કેવળ તે વીદ્યાનો કંઇક ચમત્કાર મેં જોયો છે તે તમને બતાવવાને માટેજ આપની પાસે આવી છુ.

**ચતુરસીંહ**—તે વીદ્યા તમે જાણો છો ?

**વ્યકતી**—તે હું જાણતી નથી. પણ જે જાણે છે, અને તે વીદ્યાથી તે હમેશ નવા નવા પ્રયોગો કરીને ઠગના ઠગો અને તેના

ઉસ્તાદોને ઠગનાર એક નવો ઠગારો આપની નગરીમાં હમણા આવ્યો છે, અને તે હમેશા પોતાની કળાથી રોજ રાતનો પોતાનો પ્રયોગ અજમાવવાને નિકલે છે તે હું આપને બતાવવા માગું છું.

**ચતુરસીંહ**—હું ખુશીથી તે જોઇશ કહો કયારે બતાવશો,'

**વ્યકતી**—આજ રાતે બતાવીશ મારી કયાં ના છે. પણ મારી સરત પ્રમાણે વર્તવાને વચન આપો તો

**ચતુરસીંહ**—મારી ઉપર તમારો વિશ્વાસ નથી.

**વ્યકતી**—વિશ્વસ વગર આપની પાસે આવી છું.

**ચતુરસીંહ**—તો પછી વચનથી બાંધી લેવાની શી જરૂર છે.

**વ્યકતી**—જરૂર એટલા માટે છે કે તમારા શરીરનો કાબુ હદબહાર જઈ અનર્થ કાર્ય કરવાને તૈયાર ન થાવ તેટલા માટેજ, મારી સરત પ્રમાણે વર્તવાનુ વચન માગું છું આ વીચિત્ર ઠગારાની વિચિત્ર કળાનો અનુભવ લેતી વખતે આપણે તેના સપાટામાં સપડાઇ નહીં જઇએ તેટલા માટે તે વખતે વારવાર વેષ બદલવા પડશે. સમજ્યા કે મહેરબાન સાહેબ'

**ચતુરસીંહ**—'જ્યારે આમ છે તો હું ખુશીથી સાથે તમારી સરત પ્રમાણે વર્તવાને બંધાઉં છું કહો આજ રાતના તમે મને કયાં મળશો.

**વ્યકતી**—હું અહીંજ આવીશ ! અને આપણે આપણી સાથે કઇ કઇ વસ્તુઓ લઇ જવાની છે તે વખતે હું તમને કહીશ. કહો હવે રજા છે,

**ચતુરસીંહ**—ખુશીથી પધારો પણ જોજો. સમે થતાં વહાલા ાવજો મને નપાવશો નહીં. હુ તમે આવ્યા સીવાય બીજે કયાંય પણ બહાર જવાનો નથી હોકે. એટલુ કહી ચતુરસીંહ આનદ થતો તે વ્યકતીનું સનમાન કરીને મ્હોટા સત્કારથી વીદાય કરી.

---

# વારતા ૮ મી.

---

## દરબારમાં ફેલાયેલી અજાયબી.

પહેલી આવેલ સ્ત્રીએ ધુતારણને પકડી કે પોતે તેના હાથમાં સપડાઇ ગઈ તેની કંઈ પણ ખબર કોઇને ન પડવાથી નગરીમાં જ્યાં ત્યાં. અનેક પ્રકારનાં ગપ ગોલા ઉડી રહ્યાં છે. કોઇ કહે છે કે તે અબોલ સ્ત્રી ધુતારણને શું પકડવાની હતી ? કોઈ કહે છે કે જે ઠગ વિદ્યામાં પૂર્ણ નિપુણ હોય છે તેજ ધોળે દીવસે દેખનાની આંખ માં ધુળ નાખી પોતાનું કાર્ય કરે છે તે કોઇપણ બાપથી ગાંજી જાય ભલે પકડનારા બડાઇના બાંકા ફુકી પાનનાં બીડાં ચાવી જાય. કોઇ કહે છે કે, ' ભાઇ શેરને માથે સવાશેર પડયા છે. ચોરને ચોર

મલે તોજ ચોર ત્રાસ વરતાવતો અટકે. અબોલ સ્ત્રીતો નહીં પકડે તો, દુનિયાં ક્યાં રડાઇ જવાની છે. એ નહીં તો એનો કોઇ ભાઈ એ ધુતારણને પકડીયા વીના રહેશે. આવી રીતે જેને જેમ ફાવે તેમ બોલી રહ્યા છે. એટલામાં બીજાએ આવીને કહ્યું કે, 'ભાઇઓ અહીંઆ ઉભીને શાની બડાઇ કરો છો? ચાલો દરબારમાં અને જુઓ કે આજે રાજા ને માટે પોતાનો શું વીચાર જણાવે છે. અને તેને પકડવા માટે રાજા બીડું દરબારની વચ્ચે મુકે છે કેમ? આજે કંઇક દરબારમાં ઓરરગ જામવાનો છે. આ સાંભળી ચોથાએ કહ્યું કે' 'હા.! હા' ભાઇની વાત ખરી છે' હમણાં દરબારીઓ વાતો કરતા જાય છે કે, 'આજે ચતુરસીંહ તે ઠગાણને પકડવાનું બીડું ઝડપનાર છે.' એમ મેં સાંભળ્યુ છે. માટે હું તો હમણાં દરબારમાં જઉ છું. જો તમારે આવવું હોય તો આવો.

આવી રીતે એક એકની વાતો સાંભળતા સાંભળતા ઘણાક લોકો દરબારમા જવાને નિકળ્યા.

ગને પકડવાને બીડું ઝડપનાર અબોલ સ્ત્રી દરબારમાં આવી, રાજાને કેવી રીતે સમજાવી રાજા અને દરબારીઓના મનને રીઝવે છે અને ત્યાર પછી ફરીને મને પકડવાનું બીડું ઝડપે છે કે બીજો કોઈ તેની તપાસ કરવા માટે મારે અવશ્ય દરબારમાં જવું જોઇએ. જો તે અબોલ સ્ત્રી ખરી ખેલાડી અને ચાલાક હશે તો રાતનાં મારી અને તેની વચ્ચે થયેલી વીચિત્ર રમતનો કદી પણ ખરો પડદો ખુલ્લો કરી દેશે નહી. અને દેશે તો હુ સમજીશ કે, એ ખરૂં સ્ત્રી રત્ન નથી, પણ અડધું પાકેલું રત્ન છે. અને તેનો ઉન્માદ પણ કાચો

છે. આવા પ્રકારનો વીચાર કરીને બહુરૂપીનો વેષ ધારણ કરીને રાજ- દરબારમાં દાખલ થવા માટે પોતાના ઘરથી છુટી.

સુથારે તો આગળથી વીચાર કરી રાખ્યો હતો કે, રાતના જે ચમત્કાર બન્યો હતો તે માટે રાજાને જરા પણ ન જણાવતાં બાવાના વેશમાં દરબારમાં જઇને બીજું બીકુ જ ઝડપવું. તે સીવાય રીદ્ધિ નથી. જોઉં છું કે એ ધુતારણ કયાં સુધી મારા હાથમાંથી છટકી જશે. હુ એને પકડીશ! મારા દાગીના કરતાં આઠ ઘણા દાગીના લઇશ! અને તેનું અભિમાન ઉતારવા માટે મારા ઘરમાં લાવી ચાર પાલી બાજરો ન દળાવું તો મારૂં નામ સુથાર નહીં. જોઉં છું કે આજે મારા છટકામાંથી કેમ છટકી જાય છે. આજે એનો કેવો કસ કાઢુ છું ને પણ તેની આખરની ઘડી સુધી જાણશે! એ કંઇ રાજા વીક્રમ કે સવાઇ વિક્રમ નથી. કે તેની ધૃત વિદ્યામાં અંજાઈ જઇ તેની ધુત વિદ્યા ઉપર ફીદા ફીદા થઈ જાય. હુ સીપ શાસ્ત્રી છું. અને વીશ્વકર્માનો શીષ્ય છુ. આવી પ્રકારનો ઘટના ઘડતો તે સુથાર બાળાનો વેષ ધારણ કરીને દરબારમાં જવાને પોતાનું ઘર છોડયું, દરબારનું દીવાન ખાનું, દરબારીઓ અને નાગરીક લોકોથી ચીકાર ભરાઇ ગયું છે. તે જોઈ રાજા અને દરબારીઓ અજાયબીમાં ગરકાવ થઈ ગયા. દરબારના મધ્ય સ્થાનમાં રાખેલા સીહાસન ઉપર રાજા વિક્રમ અને તેનો પુત્ર સવાઇ વિક્રમ બેઠો છે. રાજાની સામે પ્રથમથી સંકેત કરી રાખેલી જગાએ તે વ્યકતી બેઠી છે.

તમામ દરબારને શાંત પડેલી જોઇને રાજાએ કહયું કે, ' ગઇ કાલે આ દરબારમાં જે અમોલ સ્રી અને તેનો પતી આવીને આપણી

નગરીમાં આવેલી એક ધુતારણ કંઇક લોકોને ફસાવી ઠગે છે તેને પકડવા મૂકે પકડવા માટે બીડું ઝડપ્યું હતુ, તેનું શું થયું તે હજી સુધી આપણે જાણી શકયા નથી. તે માટે હું ઘણો દીલગીર છું. તેનું ગમે તેમ થયુ હોય તે માટે આપણને કંઇ વીચાર કરવાનો નથી. પણ તે ધુતારણને પકડવા માટેજ વીચાર કરવાનો છે. જો આપણે તે ધુતારણને કાંઈ પણ રીતે પકડવા માટે કાંઈ ઇલાજ નહીં લેશું તો તે ઠગારણ ઘણી ઉન્મદ બની પ્રજાને ત્રાય ત્રાય પોકરાવશે માટે હુ ફરીને આજે આ દરબારની વચ્ચે બીડું મુકુ છુ. તે કોઈ પણ સુભાગીનર તે ધુતારણને પકડવાની કીર્તિ ખાટવાની હોંસથી મારા સન્મુખ આવી દરબારની વચ્ચે મુકેલુ ચાવી જશે તેને હું ઘણો ધન્યવાદ આપીશ.

રાજા વીર વીક્રમનાં આવા ઉત્સાહી અને ઉત્તેજન આપનારા શબ્દો સાંભળી તમામ દરબાર છક થઈ ગઇ. દરબારનો તેજોમય ઝળકાટ થઇ રહેલો જોતાં ચતુરસીહની છાતી ઉછળવા લાગી. અને તલવારની મુઠ ઉપર હાથ નાખી ખોખારો મારતો સીહાસન ઉપરથી તરત ઉભો થઇ બીડુ ઉપાડી લીધુ. તે જોઇ વીક્રમોના હર્ષનો પાર રહ્યો નહીં. પણ પ્રથમ સંકેત કરી રાખેલા ઠરાવ પ્રમાણે વર્તવાના વખતનો ભગ ન થાય તેટલા માટે વીક્રમે હાસ્ય વદનથી કહ્યું કે, ' પ્રિય પુત્ર ' સાબાશ છે તારી બુદ્ધિને ' ! એક પણ જ્યાં સુધી આપણી નગરીમાં આવું બહાદુરી ભર્યું કામ કરવાને શકતી ધરાવે છે. તો તેવા શકતીવાલા સહાસીક નાગરીકોને તેમ કરતાં અટકાવું એ શુ તારો ધર્મ છે ? જ્યારે કોઇથી તે કામ બનીશકતું નથી એવી જ્યારે તારી ખાત્રી થાય તો બેલાશક તુ તે કામ કરવાને તૈયાર થજે.

પોતાના પિતાના આવા ધાર્મીક શબ્દો સાંભળતાં તે વાર એક શબ્દોનો ઉચ્ચાર કર્યા વગર તે બીડું તરત દરબારની વચ્ચે મૂકી પોતાના સીહાસન ઉપર જઈ બેઠો.

ચતુરનું આવું પરાક્રમ જોઇને ઘણાક લોકો તે બીડું ઝડપવાને ઉભા થયા તેમ પણ તે વ્યકતીની ઇચ્છાનુંસાર ન હોવાથી બધાઓને બેસાડી દેવામાં આવ્યા હતા. હવે કોઇ બીડું ઝડવાને ઉઠતું નથી તે નીરખાવા ઉભો થયો તે જોતાજ વ્યકતીએ રાજાએ ઇસારત કરી આથી રાજાએ તેને કહ્યું કે, બાવાજી ! નિર્ભયતાથી બીડું ઉઠાવવા આવી જાઓ. મારો તમને આશીરવાદ છે.

બાવાએ તરત દરબારીઓના માનપૂર્વક આગ્રહથી દરબારીઓની વચ્ચે બાહદુર થઇને બાવાએ ઝડપથી બીડુ ઉપાડી ખાઇ ગયો અને દરબારને સાષ્ટાંગ નમસ્કાર કરી દરબારને છોડી ગયો દરબાર બરખાસ્ત થઇ, રાજા પોતાના એકાંત ભુવનમા ગયા ચતુર તે વ્યકતીનો હાથ પકડી પોતાના સ્થાનમાં લઇ જાઇને તેને પુછયુ કે, હવે તમે કયારે આવશો ? ' તેનો જવાબમાં તે વ્યકતીએ કહ્યું કે, ' મે તમને જે વખત કહ્યો છે તે વખતે હું આવી ઉભી રહીશ પણ મારા આવ્યા પહેલાં બે કામ તમારે કરી રાખવાના છે બે પુરખા અને બે સ્રીને પહેરવા લાયક સુંદર વસ્રોની તોડી અને એક રેસમની ગુથેલી મ્હોટી દોરી એક તૈયાર કર.વી રાખીને તૈયાર થઇ રહેજો. લે હવે મને રજા છે. હજી મારે ઘણું કામ કરવાનું છે. વખત બહુ થોડો રહ્યો છે. ચતુર તેને બે ઘડી રોકવાની ઘણી યુકતીઓ કરી પણ પોતાની તે યુક્તીમાં ન ફાવવાથી અંતે તેને જવાની રજા આપી.

---

# વાર્તા ૯ મી.

---

## કાલી રાતનો કાળો ચમત્કાર.

દીવસ વીતી સાંજ પડી. ધીમે ધીમે રાત પોતાનું ભયંકર-સ્વરૂપ ધારણ કરતી ગઇ. રાતનું આવું કામસ્વરૂપ જોઇ, નગરી પણ પોતાનાં સ્વરૂપને સંતાડવા લાગી. આજે આ અંધારી રાતે ઉજ્જેણ નગરીના ઉજાડ મેદાનમાં ધુત વીદ્યાનો નવીન નવીન ખેલ ભજવી, બતાવી એકમેકને એકમેકના સાણસામાં સપડાવી પોતાની સરસાઇનો દાવો કરવા માટે સૌએ પોત પોતાને સ્થાનકેથી નિકળી ચુકયાં છે.

વાંચક! તું પણ તે જોવાને મારી સાથે આગળ ચાલ્યો આવ.

એક ખેતરમાં ભીડુ ઝડપનાર બાવો ધુણી ધખાવી બેઠો છે અને પોતાથી પચાસ કદમની છેટે એક ગધેડું કીમતી માલથી ભરેલું ઉભું રાખેલું છે.

એક મ્હોટા ટેકરાની ઉપર એક વીચીત્ર માણસ પોતાના હાથમાં એક વીચીત્ર પ્રકારનું અદ્‌ભુત ફાનસ લઇને ઉભો છે.

એક કાલીકા દેવીનું અદ્‌ભુત સ્વરૂપ ધારણ કરી હાથમાં ખુલ્લી તરવાર લઇ એક સ્ત્રી એક મ્હોટા ઝાડની ઉપર બેઠેલી છે.

એક મ્હોટા અને ઘટાદાર વડના થડની ઓથ લઇને ચતુરસાહ અને એક વ્યકતી બેઠેલ છે. એટલામાં એક જબરો પ્રકાશ આ

બંનેના મુખપર પડતાની સાથે આ બંને જણ અંજાઇ ગયાં. તે જોઇ ચતુરસીંહે પોતાની સાથે આવેલી વ્યકતીને પુછ્યું કે, ' આ પ્રકાશ કયાંથી આવ્યો ? અને આપની આંખને આંજી નાખવાનું કારણ શું છે તે તમે જાણો છો ?

**વ્યકતી**—બીડું ઝડપનાર બાવાની મદદે કોણ કોણ આવ્યું છે તે જાણવાની માંટે તે ધુતારણ સ્ત્રીએ આ પ્રકાશ નાખ્યો છે.

**ચતુર**—તે પ્રકાશ છતાં આપણે તેને જોઇ ન શકે તેવો કોઇ ઇલાજ તમે જાણો છો ?

**વ્યકતી**—એવા અનેક પ્રકાશને ઢાંકી નાખે એક અનેક ઇલાજ હું જાણું છુ.

**ચતુર**—તો પછી તે ઇલાજનો ઉપયોગ કેમ કરતા નથી.

**વ્યકતી**—એ માટે આપની શી ઇચ્છા છે તે જાણ્યા પહેલાં મારાથી તેના ઇલાજનો કેમ ઉપયોગ કરી શકાય ?

**ચતુર**—બસ એટલા માટેજ તમે ખોટી છો. શું હું એમ કરતા તમને અટકાવીશ.

**વ્યકતી**—એવી કંઇ શંકા થવાને લીધે હું તેમ કરતા અટકી છું.

**ચતુર**—બસ હું તમને કહું છું કે, મને કંઇ પણ પુછ્યા વગર તમારે જે ઇલાજ લેવો હોય તો લો, હું તમારી મરજી વીરૂધ્ધ ન વર્તવા તુમારી મરજીને આધીન થઇશ.

**વ્યકતી**—બસ હું એટલુંજ માગતી હતી. લો હવે. તમે તમારા કપડા ઉતારી નાખો અને આ સ્ત્રીનો કાળો વેશ પહેરી લો. ઝટ કરો જે વખત જાય છે તે આપણુને નુકશાન કરતા છે.

**ચતુર**—હું તમારા હુકમને આધીન છું. એટલું કહેતાની સાથે ચતુરે પોતાનો પોશાક ઉતારી નાખીને સ્ત્રીનો કાળો વેશ ધારુણ કરી લીધો, તે જાઇને તે વ્યક્તીએ પોતાની ઝોળીમાથી એક દાબડો કાઢીને ઉઘાડયો અને તેમાથી થોડો રગ કાઢી ચતુરસીંહના મોઢા ઉપર ચોપડી દઇને કહ્યુ કે, 'મીત્ર' હવે તમે તમારા મોઢા ઉપર બુરખો નાખી દો. પછી જુઓ કે પ્રકાશ દેખાય છે.

વ્યક્તીના કહેવા મુજબ ચતુરે માથા ઉપર જેવો બુરખો નાખવા જાય છે. એટલામાં આ વ્યક્તીએ હાથ ઉંચો કરી કઇક નીશાની બતાવાથી તે પ્રકાશ પડતો એકદમ બધ થઇ ગયો. બુરખો નાખી લીધા પછી વ્યક્તીએ પુછયુ કે કેમ મીત્ર ! હવે તમે પ્રકાશને જુઓ છો ?

**ચતુર**—નહી મીત્ર ! નહીં !

**વ્યક્તી**—તમારા બને હાથનાં કાંડા જરા બ્હાર કાઢો અને હું આ એક ઓષધીનો કાળવેલો રંગ તમારા હાથમાં આપું છું તે લઇને તમારા બને હાથ કાંડા સુધી રંગી નાખો. વ્યક્તાના કહ્યા મુજબ ચતુરે કહ્યું, તે જોઇને તે વ્યક્તીએ કહ્યુ કે, હવે તમે મારી પાછળ પાછળ ચાલ્યા આવો. પણ હુ જ્યાં તમને ઇસારત કરૂં. ત્યાં ઉભા રહી જઇને તમારૂં મોઢું મારા કાન આગળ ધરવું. અને તે વખતે હું તમને જે કહું તે પ્રમાણે કંઇ પણ શંકા લાવ્યા વગર

કરવું. તે પ્રમાણે વર્તવાને ચતુરે કબુલાત આપીને આ બંને જણા ત્યાંથી ઉઠી આગળ ચાલવા લાગ્યાં.

ત્યાં કાલીકા દેવીનું સ્વરૂપ ધારણ કરીને ધુનારણ ઝાડની ઉપર બેઠી હતી. તેનાથી પચાસ કદમને છેટે આ બંને જણા જઇને ઉભા. ચતુરને અહીંઆં ઉભો રહેવાનું કહીને તે વ્યકતી બહુ લાંબે નિકળી જઇને તે પ્રકાશ આપનારને ઇસારતમાં કાંઈક સમજાવી પાછી ચતુર આગળ આવીને ઉભી.

એટલામાં એક મ્હોટો પ્રકાશ ધુણી ધખાવી બેઠેલા બાવાની ઉપર પડયો. તે જોઇને બાવો ચમકયો. આડુંઅવળું જોવા લાગ્યો. અને મનમાં કહેવા લાગ્યો કે, આ અડધી અને અંધારી રાતે આવો ચંદ્ર પ્રકાશ મારી ઉપર નાખનાર કોણ છે? મારી સાથે એની શી નીસવત છે? શું મારૂ પરાક્રમ જોવા માટે કે મને ભય ઉપજાવા માટે આવો તેજોમય ચંદ્રપ્રકાશ નાખ્યો છે. ભલે ગમે તેમ થાય, તેની શી પરવા છે, પણ હું તો હમણાં અહીંઆથી ઉઠવાનો નથી. બાવાએ એક જબરો ખોખારો માર્યો, અને બે હાથે એક મ્હોટો તાબડો ઠોકયો, તેનો અવાજ થતા પહેલું ગધેડું મ્હોટેથી ભુકવા મંડી ગયુ. અને જમીનપર પડી આલોટવા લાગ્યું. ફરીને બાવાએ ધુણીમાંથી સળગતુ લાકડું કાઢીને ફેકયુ. તે ગધેડાને લાગતાની સાથે ગધેડું બેઠું થઇ આગળ ચાલવા માંડયું. તે જોઇને ઝાડ ઉપર બેઠેલી સ્ત્રી તરત ઝાડ ઉપરથી નીચે ઉતરીને તે ગધેડાની પાછળ ચાલી.

ગધેડું આડું અવળું ફરતું ફરતું પાછું જયાં બાવો બેઠો હતો ત્યાં આવીને ઉભુ રહ્યું, તે જોઇને તે ધુનારણે બાવાને કહ્યુ કે, 'બાવાજી! આપ અહીંઆ કેટલા દીવસ થયા' ધુણી તાપો છો?

બાવો—તું કોણ છે ? અને આવી ભયંકર રાતે શા માટે આ વિકટ જંગલમાં રખડે છે જા ! હું તારા સવાલનો જવાબ આપવાને બંધાયલો નથી.

ધુતારણ—બાવાજી ! જરા મો સંભાળીને વાત કરજો ! નહીં તો ધુણી તાપતા ભુલી જશો.

બાવો—અરે ભુતડી ! મસાણની ડાકણ ! તારા આવા ભયંકર સ્વરૂપથી શું હું બીહી જવાનો હતો ? કે જોયું છે આ સળગતું લાકડું

ધુતારણ—વાહરે બાવાજી ! તમેતો બહુ ક્રોધી છો. હુંતો જરા તમારૂં મન તપાસવા માટે આમ પુછતી હતી તેટલામાં તો તમે લાકડું લઈને મારવા તૈયાર થઈ ગયા છો

બાવો—મારૂં નહિ તો શું તને પુજું જેવું તારૂં બોલવું તેવો મારો ઉત્તર. ક્રોધ ન બતાવું તો તારા જેવી છપનનસો ભુતડીઓ આ જંગલમાં રખડે છે, તે મને સુખેથી ધુણી તાપવા દે ? કે બોલ તું કોણ છે ? અને શા માટે આવી છે ?

ધુતારણ—હું તમારૂં ઉગ્ર તપ જોઈને તમારા ઉપર બહુ પ્રસન્ન થઈ છું. અને તમારી પરીક્ષા લેવા માટેજ મે આવો વેશ લીધેલો પણ મારા આવા બીહામણા વેસથી તમે જરા પણ ડર્યા નથી. હું આપના ચરણમાં મસ્તક નમાવીને કહું છું કે, જો આપ, આ વખતે અહીંથી એક ખેતરવાને છેટે આવેલા મારા ઝુંપડામાં પધારશો તો હું આપનો મ્હોટો આભાર માનીસ.

**બાવો**—હું કોઈ પણ સ્ત્રીને ઘેર જઈ, તેની સાથે વાત કરવાને અથવા તેની પાસેથી કાંઈ પણ જાતની સેવા લેવાની લાલચથી જતો નથી. જેને જેવી શ્રદ્ધા હોય તે પ્રમાણે અંહી આવી આપીજાય છે તો હું લઉ છુ

**ધુતારણ**—બાવાજી ! જ્યારથી તમે અહીઆ આવી ધુણી તાપો છે ત્યારથી મેં તમને મારા અંતઃકરણમાં મારા ગુરૂ તરીકે થાપ્યા છે અને હર હમેશ તમારા નામની માળા ફેરવું છું. આજ ત્રણ દીવસ થયા તમારી પધારામણી કરવા માટે મે પ્રતિજ્ઞા લીધી છે, અને તે પ્રતિજ્ઞા જ્યાં સુધી પૂર્ણ ન થાય ત્યા સુધી અન્ન પાણી નહી લેવાની બાધા લીધી છે બાવાજી મારા મનનો તમારી ઉપર શુદ્ધ ભાવ હોવા છતા, તે તમે પૂર્ણ નહી કરવાની શું હઠ લઈ બેઠા છો એ શુ તમને ઘટીત લાગે છે

**બાવો**—પણ આ ગધેડુ સારે સામાટે લાવી છુ ?

**ધુતારણ**—બાવાજી ! આપને જમવા માટે લાવી છુ ?

**બાવો**— કોઈપણ જાતના વહાન ઉપર નહીં બેસવાની મેં બાધા લીધી છે. તો પછી માગથા કેમ જમાય.

**ધુતારણ**—હું તમને જમવાનો આગ્રહ કરતી નથી. જો તમે મારી ભાવના પૂર્ણ કરવાને આવતા હોતો

**બાવો**—જો તું એક શરત મારી સાથે કરતો હું ખચિત તારા ઝુપડા સુધી આવીશ.

**ધુતારણ**—કહો તમારી સરત શી છે.

**બાવો**—તું જો આ ગધેડા ઉપર બેસી મારી આગળ ચાલેતો હું તારી પાછળ આવવાને તૈયાર છું.

**ધુતારણ**—એમા શી મ્હોટી વાત છે. ચાલો ઉભા થાઓ. અને જરા ગધેડાને પકડો એટલે હુ ગધેડાં ઉપર ચઢી. એશું પછી કાંઇ છે.

**બાવો**—તું તો ગાડી બાંડી થઇ તો ગઇ નથી ને મારાથી ગધેડાને અડકાય ' એતો અપવિત્ર પ્રાણી છે એનો જો મને સ્પર્શ થાય તો ત્રણ દીવસનું મને પ્રાશ્ચીત લાગે, માટે જો તુ મને તારે ઘેર લઇ જવાંની ઇચ્છા રાખતી હોય તો તારા ગધેડા ઉપર તુંજ ચઢી બેસ, નહી તો આ પડ્યો રસ્તો.

**ધુતારણ**—ઠીક છે ત્યારે મારી કયા ના છે, એટલું કહેતાની સાથે તે ધુતારણ ગધેડા ઉપર ચઢી બેઠી. તે જોઇને બાવો બેઠો થયો. ગધેડુ આડું અવળું ફરવા લાગ્યુ તે જોઇને બાવાએ તે ધુતારણને કહ્યું કે, આ તારૂં ગધેડુ આમ કેમ આડુ અવળુ ફરે છે.

**ધુતારણ**—એને એમ ફરવાની ટેવ પડી ગઇ છે.

**બાવો**—ત્યારે તારા જેવું તારૂં ગધેડું પણ વીચીત્ર લાગે છે. ચાલ ગધેડા ચાલ, આમ ચાલીશ તો પાર પણ નહી આવે. એટલું કહેતાની સાથે ગધેડું ઝડપથી ચાલવા લાગ્યું, અને થોડેક છેટે ગયા પછી પાછું ફરીને ઝડપથી બાવાની ધુણી પાસે આવીને ઉભું રહ્યું,

તે જોઇને ચતુરે પોતાની સાથે રહેલી વ્યક્તીને પુછ્યું કે, 'આ દેવીનુ સ્વરૂપ ધારણ કરનાર કોણ છે ? અને તે જે ગધેડા ઉપર બેઠી ગધેડું તેનુ છે કે આ બાવાનુ છે. આ ગધેડું ખરૂં છે કે બનાવટી છે તેને માટે તું કંઇ જાણે છે ?

**વ્યક્તી**—હા ! હુ તે સર્વ જાણું છું.

**ચતુરસીંહ**—તો તેમાં શુ ચમત્કાર સમાયલો છે તે તું મને કેમ બનાવતી નથી ?

**વ્યક્તી**—હમણા તે બતાવવાનો પ્રસગ નથી, માત્ર સર્વ એક નજરથી જોવાનોજ આ પ્રસગછે. તે જોયા કરો. ચાલો હવે, આવો મારી સાથે, એટલુ કહેનાની સાથે ચતુરસીંહ અને તે વ્યક્તી ત્યાંથી એક ખેતરવા દુર જઇને તે વ્યક્તીએ ચતુરસીહને કહ્યું કે, 'હું આવું નહીં ત્યાં સુધી તમે અહીંઆ ઉભા રહેજો. ચતુરને અહીંઆ ઉભો રાખીને તે વ્યક્તી આગળ ચાલી ગઇ. અને પ્રકાશ નાંખનારને કંઇક ઇસારત કરીને પાછી ચતુરસીંહ આગળ આવીને બંને જણ બાવાની ધુણી પાસે આવીને ઉભા. વ્યક્તીની ઇસારતથી, ટેકરા ઉપર ઉભો રહીને પ્રકાશ નાખનાર પ્રકાશને બંધ કરી એકદમ પોતાને સ્થળે ચાલતો થવાથી સર્વત્ર અંધકાર ફેલાઇ ગયો.

આ જોતાજ તે બાવાએ પોતાનો અસલ વેષ ધારણ કરીને તે ધુતારણને કહેવા લાગ્યો કે, 'ઓ ધુંતારણ ! જો હું કોણ છું ?

**ધુતારણ**—( ચમકીને ) હા ! તું ખરેખરો મારો હાડ વેરી છે.

**બાવો**—હું તારો ખરેખર હાર નવી છું. એ તું જાણતી છતાં આજે પાછી મને ભભુત ચોળાવવા માટે આવું સ્વરૂપ ધારણ કરીને શા માટે આવી છે?

**ધુતારણ**—તુંજ પાછો, મને પકડવા માટે તું આજ કરીને બીડું ઝડપીશ. એમ જો હું જાણતી હોતતો, તારી પાછળ ન પડતાં બીજા કોઇના ઘરમાં ઘુસી આખી રાતને ખાલી જવા ન દેતા.

**વ્યક્તી**—ઓ ધુતારણ! તું બહુરૂપી વેષ ધારણ કરીને દરબારમાં આવી ન્હોતી? લલકારીને કહ્યું.

આ કોણ બોલે છે તેનું ભાન તે ઠગારણને ન રહેતાં તે બાવાને કહેવા લાગી કે, 'બાવાજી' તે વખતે તમે મને કેમ ઓળખી શકયા હતા? બાવાએ તેનો જવાબ ન આપવાથી વ્યક્તીએ કહ્યું હતું કે, 'જ્યારે તું તારે ઘેરથી નિકળી ત્યારે હું તારી પાછળ હતી. અને રસ્તે ચાલતી ચાલતી તું જે મનમાં બડબડતી હતી તે હું સર્વ સાંભળતી હતી. તે રસ્તે ચાલતા ન્હોતુ કહ્યુ કે, 'જો કાલની અબોલી સ્ત્રી અથવા તેનો પતિ બીડું ઝડપશે તો હું આ નગરીને નવ ગજના નમસ્કાર કરીને ચાલી જઇશ.'

વાત ખરી છે કે ખોટી. જો જ. ઇશ્વરના ભોજન દઇને કહું છું કે મેં સવાલ તને પુછ્યા છે તે સવાલ ખરો છે કે ખોટો છે તે હા કે ના માં સાફ કહી દેજે.

**ધુતારણ**—હું કયા ના કહું છું કે તે ખોટી છે.

**વ્યકતી**—જ્યારે તે માટે તને ભય ઉત્પન્ન થવાને લીધે, તે તારા ભયને દુર કરવાને માટેજ તું દરબારમાં ગઇ હતીને ?

**ધુતારણ**—હા ! તે ભયને દુર કરવા માટેજ ગઇ હતી.

**વ્યકતી**—તો પછી બીડુ ઝડપનાર તે અબોલા સ્ત્રીના પતિ નહીં પણ બાવો છે. એમ તે શા ઉપરથી માની લીધુ હતું.

**ધુતારણ**—એમ માની લેવામાં મારા કર્મ દોગે મને જબરી થાપ ખવરાવી છે.

**વ્યકતી**—તો પછી તારી તે થાપનો ભોગ તારે આપવો પડશે ?

**ધુતારણ**—ભોગ ! શું માગ પ્રાણનો ?

**વ્યકતી**—નાગ પ્રાણનો નહી ! પણ તારા સર્વાંગ શરીરને તને જીતનાર બાવાને અર્પણ કરવું પડશે. એ ભોગ ! બીજો ભોગ નહીં હો !

**ધુતારણ**—મારા જેવી રાજકન્યાનો સ્પર્શતો વીક્રમ જેવાના પરાક્રમી પુત્ર શીવાય બીજાને કોણ કરી શકવાને સમર્થ છે ?

**વ્યકતી**—તું જેમ તારી ધુતવિદ્યાથી ચતુરસીંહ જેવા મ્હાન ઠગારાને જીતી હતતોજ ચતુરસીંહ શીવાય બાજા કોઇને પણ તારા શરીરને સ્વસ્પર્શ કરવાનો અધિકાર રહેત નહીં. પણ તું તારી ધુત-વિદ્યાથી એક હલકા વર્ગના પુરૂષને જીતી શકી નથી તો પછી ચતુરજેવા ઠગના ઉસ્તાદને તું શું જીતી શકવાની હતી. ? મારે સવાલ

એટલેજ છે કે, તને તે સુથારે જીતી છે. અર્થાત પોતાની ધુતવીધાથી વશ કરી છે. તેથી તારા શરીરનો સ્પર્શ કરવાનો તે અધીકારી થઈ ચુક્યો છે.

**ધુતારણુ**—વીક્રમજેવા ન્યાયવંત રાજાની નગરીમાં આવી પ્રકારનો ન્યાય ચાલે છે. કે જબરીથી પારકી કન્યાને પોતાની સ્ત્રી તરીકે માની લઇને પોતાના ઘરમા બેસાડી શકશે ?

**વ્યક્તી**—જો તુ તે માટે ન્યાય કરાવવાની ઇચ્છા રાખતી હોય તો હુ તારી ઉપર બળાત્કાર કદી પણ કરવાની નથી. પણ અદલ રાજાના અદલ ન્યાય મંદીરમાં જો તું ન્યાય કરાવવા જાઇશ તો તારા કુલની કીર્તીને કલંક લાગશે તે કલંક ન લાગે તેટલા માટે તું ને તે સમજી જઇને એકમેકની કબુલાત પ્રમાણે વર્તવાને બંધાઓ તો સારૂ તેટલા માટે કહુ છુ પછી તારી મરજી

એટલુ કહી તે વ્યક્તી ચતુરને સાથે લઈ ત્યાથી ચાલી ગઇ.

આ કોણ બોલતું હતુ તે માટે બાવો બહુ વીચારમાં પડી ગયો હતો. બહુ વખત સુધી વીચાર કર્યા પછી તે પોતાને કહેવા લાગ્યો કે, તે માટે વીચાર કરવાનો હુ કઇ જરૂર જોતો નથી આ ઠગારણને એક વાર ઘેર લઇ ગયા પછી તે બોલનારને શોધી કાઢવાનો પ્રયત્ન કરીશ. એટલું કહીને તે બાવો ગધેડા ઉપર બેઠેલી ધુતારણને પકડી પોતાના ઘર તરફ ચાલવા લાગ્યો.

આ ધુતારણને પકડી બાવો પોતાના ઘર તરફ જતો જોઇને વ્યક્તીએ ચતુરસીંહને કહયુ કે, 'ચતુરસીંહ' આ સમય બહુ ભયં-

કર છે ! માટે સાવચેત રહેવાની બહુ જરૂર છે. માટે હું કહું તેમ કરવાને તૈયાર થાઓ.

**ચતુર**—મારી કયાં ના છે.

વ્યકતીએ તરત સમયસુચકતા વાપરીને પોતાની પાસે રાખેલી રેશમની દોરી કાઢીને ચતુરસીહના બે હાથ બાંધી એક ઝાડના થડ સાથે કેમરેથી બાંધી દઇને કહયુ કે, ' જ્યાં સુધી હું આવું નહીં, ત્યાં સુધી તમારે અહીંથી જરા પણ હલવું નહી.' એટલુ કહીને વ્યકતી તરત ત્યાંથી પસાર થઈ ગઈ અને કોટવાલને પકડી લાવીને, રસ્તેથી જતો બાવો અને પહેલી ધુતારણને બતાવીને કહયુ કે, ' આ ધુતારણ ને પકડનાર બાવો છે તેને તું તારા સ્વાધીનમાં લઇને રાજાની પાસે ઉભા કર. એટલુ કહેતાની સાથે તે વ્યકતી ત્યાથી પસાર થઇ ગઇ, અને કોટવાલ તે બનેને પકડી ચબુતરે લઇ ગયો.

વાંચક ! હવે તું તારી નજર ફેરવ, અને ચતુરસીંહ હમણા કેવી દશા ભોગવે છે. તે ઉપર તારી નજરને ફેંક.

કડકડતી ટાઢ અને રેશમની એક આગળ જેટલી જાડી દોરી ની ન સહન થઇ શકે તેવી તેની ગાંઠની સખ્તવેદના કેવીરીતે વેઠીરહયો છે. છતાં મોઢામાંથી અહોરાતીનો એક શબ્દ પણ ન ઉચારતા વ્યકતી તરફ જોઇ રહયો છે. ચતુર મજબુત બાંધાનો અને દ્રઢ હોવાથી, આફત માં નાખી જનાર વ્યકતી ઉપર કોઇ પણ જાતનો ક્રોધ કરી તેને માટે હલકો વીચાર બાંધ્યો ન હોતો. જ્યાં ગઇ હશે ત્યાંથી હમણા આવી મારો છુટકો કરશે. અને કદાચ કાર્ય કરવા જતાં ફસાઈ ગઇતો શું

થયું. સહવાર છે ને હું છું કોઇ પણ ઇશ્વરનો લાલ નિકળી આવી મારો છુટકો કરશેજ.

આ વીચારમા ને વીચારમાં સહવાર પડી ગઇ. તો પણ તે વ્યક્તી ન આવવાથી ચતુરસીંહ જરા વિમાસણમા પડી ગયો. અને લોકો આવાં વેશમાં જોશે તો મારે માટે તે લોકો શું વીચાર કરશે? એટલામાં ચાર પાંચ ખેડુતો ચતુરસીંહ આગળ જઇ ચઢીઆ. આ બદ સીકલવાલી સુરત જોઇને. ખેડુતો તેની પાસે જઇને પુછયુ કે, 'અરે ભાઇ ! તને આ ઝાડની સાથે કોણ બાંધી ગયુ છે?

**ચતુર**—ભલા ખેડુત ! મને કોઇ એક ધુતારણ છેતરીને બાંધી ગઇ છે. માટે જો તુ મને અહીંથી છોડીશ તો હું તારો મ્હોટો ઉપકાર માનીશ.

ખેડુતો તરત ચતુરસીંહને ઝાડથી છોડયો. એટલામાં લોકોની ઠઠ જામી ગઇ. અને તે ઠઠની વચ્ચે ચતુરે સ્ત્રીનો વેશ ધારણ કરેલા વેશ ઉતારી નાખીને શ્યામ મુખે પોતાના મ્હેલનો રસ્તો લીધો. આવી રીતે આ બનેલો બનાવની ચરચા નગરીમાં ફેલાઇ ગયાથી રાજા વીક્રમને બહુ ખેદ થયો.

ચતુરના મુખ ઉપરનો રહેંગ ફીકો પડી ગયો. શરમાઇ ગયો લજીત બની ધુમધુમ બની એકાંતમાં જઇ બેઠો, કોઇની સાથે કોઇ પ્રકારની વાતો કરવી મુકી દઇ ઉંડા વીચારના ઉતરી ગયો. તેના મન રૂપી તરંગો જયાં ત્યાં દોડવા લાગ્યાં, તેથી તેનુ મન સ્થીર થઇ શકયુ

નહીં. તેને કંઇ સુઝયું નહીં હવે શું કરવું ! તેને માટે તે બહુ મથન કરવા લાગ્યો. તેનો વીચાર સ્થીર થઇ થર પડયો નહીં, અંતે મનને મારી મારી, મનને સમજાવી, સમજાવીને લાવીને એકાગ્ર ચીત્તથી એકાંત સ્થળમાં બેસીને વીચાર કરવા લાગ્યો, 'મને નાલી દઇને ઠગનાર' ચતુરના નામને કલંકીત કરનાર પુરૂષ નહીં પણ બીજી કોઇ સ્ત્રી હોવીજ જોઇએ ! તે પોતાની ચાલાકી બતાવી ગઇ છે, ને પોતાની ખુબીનો ખેલ ખેલી ગઇ છે. હવે તે મારી પાસે આવશે નહીં, પણ હવે તેને એકવાર હાથમાં સપડાવવી તો ખરી ! એક વાર આ ચતુરની ચતુરાઇ બતાવી તેના તોરદાર તોર તોડવોજ જોઇએ ! એ પણ જાણશે કે હુ ઠગીઠગીને આવી હતી? મેં તેનુ પાણી ઉતાર્યુ નથી. ઉતારવા ગઇ હતી. પણ સામુ ઉતરી ગયુ છે ! આજે રાતના જરૂર બહાર પડવું, જરૂર તેની શોધમાં રખડવું, પહેલા તે કયાં રહેછે. તે જોવું ને પછી તેની કેવી રીતે વસે કરવી તેનો હુ વીચાર કરીશ.



# વારતા ૧૦ મી.

## શવાલ—જવાબો.

આજે દરબારમાં કંઈ કામ કાજ નહીં હોવાથી વીધા વીનોદ નો આનંદ લુટવા માટે, વીક્રમ અને ચતુર વચ્ચે નીચે મુજબ સવાલ જવાબો થઇ રહયા હતા.

શ૦—મિત્રની ખબર કયારે પડે ?

ચ૦—દુઃખ પડે ત્યારે.

શ૦—કયા માણસને હલકો ગણવો ?

ચ૦—જે કોઈની ચાડી ખાય તેને અથવા બને લડાવી મારે તે

શ૦—ઇશ્વરે સૌના શરીરમાં બે રત્ન મુકયાં છે તે કીયાં ?

ચ૦—આંખો.

શ૦—માણસને લલચાવનાર કોણ ?

ચ૦—પૈસા અથવા સ્ત્રી.

શ૦—કયા જનાવરનું પુંછડું ઝાલીને નદી ન ઉતરવી ?

ચ૦—પાડાનું અથવા ભેસનું પુછડું ઝાલીને નદી ન ઉતરવી.

શ૦—કયા માણસને રાત કે દિવસ સુખ નહિ?

ઉ૦—જેને ખરાબ સ્ત્રી મળી હોય તેને.

શ૦—કયાં લોભ ન કરવો?

ઉ૦—જમવા બેઠા હોઇએ, ત્યાં લોભ કરીને વધારે જમવું નહિ.

શ૦—કોના છોકરાને બાપ ન હોય?

ઉ૦—વેશ્યાના,

શ૦—કયાં માબાપ વેરી સમજવાં?

ઉ૦—જે છોકરાંને વિદ્યાભ્યાસ ન કરાવે તે.

શ૦—કોનાથી હમેશાં ડરતા રેહેવું?

ઉ૦—શત્રુથી.

શ૦—અરધું અંગ કયારે સમજવું, અને આખું અંગ કયારે સમજવું?

ઉ૦—સ્ત્રીપુરૂષ મળીને આખું અંગ સમજવું. જે પુરૂષને સ્ત્રી નથી અથવા જે સ્ત્રીને પુરૂષ નથી તેનું અરધું અંગ સમજવું.

શ૦—એવું જનાવર કયું કે જે નર્ક ઉપર બેસે, પણ પવિત્ર ગણાય?

જ૦—માફી.

સ૦—કયુ હથીઆર સરસ સમજવું ?

જ૦—જે હાજર હોય તે હથીઆર સરસ.

સ૦—કયી વસ્તુ આડા હાથ દેવરાવે અગર ના કેહેરાવે ?

જ૦—અંન્ત અથવા માર.

સ૦—કોણ પોતાની ઉમર વધારે બતાવે ?

જ૦—કોણ પોતાની ઉમર થોડી બતાવે ?

સ૦—વેશ્યા

સ—કેમ માણસ બળવાન નહીં વારૂ ?

જ૦ દોહેરો.

પુરૂષ બળી નહિં હોત હે, સમય હોત બલવાન
અરજુનકુ કાબે લુટ્યો, ઓહી ધનુષ્ય ઓહી બાન

અરજુને એક સમે આખા ભરતખંડનુ રાજછત્ર ધારણ કર્યું હતું અને એક સમે દ્વારકાંથી ભગવાનની રાણીઓને લઈને હસ્તિનાપુર જતાં કાબાએ તે રાણીઓને લુટી લીધી. એ વખતે પણ એનાં એ ધનુષ્ય અને બાણુ હતા પણ કંઈ કામમા આવ્યાં નહીં માટે વખત બળવાન છે.

રા—ખાવાનું ગમે તેટલુ આપીએ તો પણ ધરાય નહી તે કોણ?

ચ—ઘંટી.

રા—કોણ બળી જતા સુધી પોતનુ અક્કડપણુ છોડે નહિ?

ચ—શીંદરી એટલે મુઝની દોરી.

રા—મીઠાશ શેમા?

ચ—ગરજમાં

રા- કઈ આને સુખ નહી?

ચ—કજોડાં વાળીને.

રા—વશ કરવાના રસ્તા કયા?

ચ—શામ, દામ, ભેદ, દંદ.

રા—કોના એક બે પગ ભાગે, તો પણ ચાલવામાં હરકત ન આવે?

ચ—કાનખજુરાના

રા—મુરખ માણુસ પરમેશ્વર કરતાં પણ મોટો કોને ગણે છે?

ચ—પૈસાને કોઈ પરમેશ્વર ગણે છે

રા—કળયુગ ક્યાં સમજવો.

ચ—જ્યાં કુસપ હોય ત્યા.

ચ—વેઠ વેરા કહાડી નાંખવા, તથા પ્રજાને પોતાના માલ ઉપર જકાત લેવી. તથા પોતાના કોઈ અમલદારોથી દુઃખ ન થાય, તેની સંભાળ રાખવી અને વ્યાજબી ન્યાય આપે જવો.

રા—કેવા રાજ્યનો દીન પરદીન ક્ષય સમજવો ?

ચ—જે રાજમાં જુલમ અન્યાય હોય તેનો.

રા—કયુ રાજ આબાદ સમજવું ?

ચ—જેની પોતાના રાજાને ચહાતી, હોય, અને જેનું લશ્કર હમેશાં તૈયાર રહેતું હોય, તે રાજ્ય આબાદ સમજવુ.

રા—કયા રાજ્યમાં ન રહેવું ?

ચ—જે રાજ્યમાં અન્યાય થતો હોય, તે રાજ્યમાં ન રહેવું ?

રા—શેમાં નફો નથી ?

ચ—ચિંતા કરવામાં નફો નથી, ઉલટું નુકશાનછે.

રા૦—દુનિયાંને કઈ વાત ગમેછે ?

ચ૦—પૈસા મેળવવાની વાત સૌને ગમે.

રા૦—કયુ પાણી તરશ મટાડે નહીં ?

ચ૦—ઝાંઝવાનુ પાણી ફકત દેખાય, પણ તરસ મટાડે નહીં.

રા૦- કયો દુશ્મન કોઈથી ન જીતાય ?

ચ૦—મોત એ દુશ્મન કોઈથી ન જીતાય

રા૦—કોનુ ઓસડ નહીં ?

ચ૦—સ્વભાવનુ ઓસડ નહીં.

રા૦—કયો માણસ સાલસ સમજવો ?

ચ૦—જેની આંખમાં સરમ તે માણસ સાલસ સમજવો.

રા૦—કોણ બળવાન છે ?

ચ૦—વખત બળવાન છે.

---

# વીક્રમનો ઈનસાફ.

—:o:—

## વારતા ૧૧ મી.

### રૂની ચોરી.

એક વખતે ઉજની નગરીમાં રૂની ચોરીની બુમ બહુ પડી હતી. જ્યાં ત્યાં રૂ ચોરાતું હતું. રૂનો દરેક વેપારી ફરીયાદ કરતો કે, તેની વખારમાંથી દરરોજ રૂ ચોરાઇ જાય છે. ચોર કોણ છે તે માલમ ન પડ્યુ. ચોરને પકડવાને તેઓએ શીપાઇઓ રાખ્યા છતાં રૂ તો ચોરાવા માંડ્યુ. એક દહાડા તેઓએ પોતે ચોકી રાખવાને વીચાર કર્યો. તે છતાં પણ રૂ ચોરાયુ. કેટલાક આબરૂદાર દલાલો શીવાય તેમની વખારમાં બીજું કોઈ આવતું ન હતું શું આ દલાલો રૂ ચોરી જતા હતા? તે કેમ કેહેવાય? કદાચ તેમનામાંનોજ કોઇ ચોર હોય તો? પણ તે પકડાય શી રીતે? દલાલો બધા આબરૂદાર હતા. બજારમાં તેમની આટ સારી હતી. હવે કેમ કરવું? વેપારીઓને મનમાં ચીંતા ઉત્પન્ન થઇ. આખરે તે એકઠા થઇને વીક્રમની આગળ ગયા. તેમણે તેને બધી વાત કહી, વીક્રમે તેમની વાત ધ્યાનથી સાંભળ્યા પછી દલાલોને પોતાની પાશે કામને બહાને બોલાવી મંગાવ્યા. વીક્રમના મનમાં ખાત્રી થઇ હતી કે, જ્યાં છે ત્યાં આ દલાલોમાંજ કોઇ ચોર છે. તેઓ હજી તો તેની પાસે આવતા

હતા એટલામાં વીક્રમ બોલી ઉઠયો કે, 'ચોરી કરે છે પણ સાથે રૂ પાઘડીમાં ખોસીને આવે છે! કેવા બેવકુફ લોકો છે?" આ હલાલોમાં જે ત્રણ જણા ચોર હતા તેમણે સપોસપ પાઘડી ઉપર હાથ ફેરવ્યો. તેમના મનમાં એમ કે કોણ જાણે પાઘડી ઉપર ભુલમાં રૂ રહી ગયુ હોય તો કેમ કહેવાય. વીક્રમે પોતાની તીક્ષણ અનુભવી આંખે આ જોઈ લીધું. તરતજ પેલા ત્રણ જણાને પકડવાનો હુકમ કર્યો. તેઓએ તરતજ માની દીધું કે, તેઓ હંમેશ રૂની ચોરી કરતા હતા. તેઓએ રૂ કોને વેચ્યું હતું તે પણ દેખાડયુ. જેટલા રૂપીયાનો રૂ તેમણે ચોર્યો હતો તેટલા બમણા રૂપીયા દંડના લઇને તે વેપારીઓને આપ્યા અને તેમને કેદની શીક્ષા કીધી.

---

## વારતા ૧૨ મી.

---

### બલાત્કાર.

---

એક દીવસે એક સ્ત્રીએ દરબારમાં આવીને ફરીઆદ કીધી કે, ફલાણા માણસે મારી ઉપર જુલમ કરીને મારી આબરૂ લીધી.

વીક્રમે ફરીઆદ સાંભળીને પેલા માણસને બોલાવી મંગાવ્યો. તેની ઉપર ફરીઆદ થવાની વાત તેને કહી સંભળાવીને પેલો માણસ

બોલ્યો, " સાહેબ, આ સ્ત્રી જુઠું બોલે છે. એને મારે કાંઇ સંબંધ નથી એ જે વાત કહે છે તે તદન જુઠી છે."

વીક્રમે કહ્યું, " આવા કામમાં કોઇ સાક્ષી હોતો નથી. એકાંતમાંજ આ વાત બને છે. માટે તે આની ઉપર બલાત્કાર ખચીત કીધો હશે. બધી વાત ધ્યાનમાં લઇને તને વધારે શિક્ષા ન કરતાં ફક્ત તારે સ્ત્રીને પાંચ રૂપીઆ આપવા એવો હુકમ કરૂં છું. તે રૂપીઆ હમણા આપવા."

પેલો બીચારો ગૃહસ્થ શું કરે ? સભા આગળ તેનું કાંઇ ચાલે એમ ન હતું. તેણે વીક્રમ પાસે તરતજ રૂપીઆ મુકયા. વીક્રમે તે રૂપીઆ ફરીઆદી કરનાર સ્ત્રીને આપીને ત્યાંથી જવાનું કહ્યું. પેલા પુરૂષને થોડીવાર ત્યાં બેસાડી રાખીને પછી કહ્યું, " પેલી સ્ત્રીને પાંચ રૂપીઆ આપ્યા છે તે તેની પાસેથી પાછા લઈ આવ. રૂપીઆ લેવા વાસ્તે ગમી તેટલી મહેનત પડે તો પણ રૂપીઆ આચકી લેજે રૂપીઆ લીધા સિવાય તેને જવા ન દેતો."

વીક્રમનો આવો હુકમ થતાંજ પેલા પુરૂષને બમણી હીમત આવી. તેણે દોડી જઇને પેલી સ્ત્રીને રસ્તામાં પકડીને તેની પાસે રૂપીઆ માગવા લાગ્યો. પેલી સ્ત્રી તેને કેમે કરતાં રૂપીઆ આપે નહિ. પુરૂષે ખટપટ તો ઘણી કરી પણ સ્ત્રીના હાથમાંથી રૂપીઆ પાછા લઇ ન શકયો. સ્ત્રીએ હાથમાંથી રૂપીઆ ન છોડતાં, તેને વીક્રમ આગળ પાછો લઈ જઇને બોલી, " રાજાજી સાહેબ. આપે મને રૂપીઆ અપાવ્યા તે લઇને તે રૂપીઆ મારી પાસેથી પાછા માગતો હતો."

વીક્રમે પુછ્યું ' " પછી તેં તેને રૂપીઆ આપ્યા કે તારી પાસેજ છે. "

પેલી સ્ત્રી બોલી, " રૂપીઆ લેવા વાસ્તે એણે તો ઘણી ખટ-પટ કીધી પણ મેં તો તેને એકે રૂપીઓ લેવા ન દીધો. જુઓ આ પાંચ રૂપીઆ મારી પાસેજ છે. "

આ સાંભળતાંજ વીક્રમે કહ્યું, " પાંચ રૂપીઆ તારી પાસેથી જે ઘણી લઇ ન શકયો તે તારી ઉપર બલાત્કાર શી રીતે કરી શકે? તું બલાત્કાર કરવા પણ દે ખરી કે? આ ઉપરથી તું જુઠી છે એમ ખુલ્લું માલમ પડે છે. એના રૂપીઆ એને પાછા આપ. "

પેલી સ્ત્રીએ નીરૂપાયે રૂપીઆ પાછા આપ્યા. પછી વીક્રમે તેણીને મારવાનો હુકમ કરતાંજ તેણીએ પેલા પુરૂષ ઉપર જુઠો વાંક મુકયો હતો તે કબુલ કર્યું. વીક્રમે તેણીને યથા ન્યાય શિક્ષા કરી.



# વારતા ૧૩ મી.

## એક સેર માંસ.

શવદાસ નામનો એક સાહુકાર હતો. તેની દુકાન ઘણા વરસની જુની હતી. તેની આડત દેશના દરેક ભાગમાં હતી. એક દીવસે એવું બન્યું કે, તરત મુદતની કરોડો રૂપીઆની હુંડીઓ તેની ઉપર ચારે દેશાવરોથી આવી પડી. તેની પોતાની હુંડીઓ પણ આવવાની હતી પણ દેશાવરો લાંબા હોવાથી વખતસર આવી પહોંચી ન હતી. શીલક ગણતાં તેને એવું માલુમ પડયુ કે, તે દહાડે આવેલી હુંડીઓના નાણા આપતાં પાંચ લાખ રૂપીઆ ઓછા થશે. પાંચ લાખ રૂપીઆ તેણે કયાંથી પણ લાવીને હુંડીવાલાઓને ભરવાનો નિશ્ચય કર્યો. એમ વીચાર કરી રૂપીઆ લેવા આવનાર લોકોને એક પછી એક એમ અનુક્રમે હીસાબ ચુકવવાનુ પોતાના મુનીમને કહીને પોતે બાકીના રૂપીઆની તજવીજ કરવા શહેરમા ગયો. આટલી મોટી રકમ બીજાના તે કોના ઘરમાં હોય ? તેણે બે પાંચ જણાઓ પાસેથી છુટક છુટક લેવાને બદલે કોઇ એકજ આસામી મળે તો તેનીજ પાસેથી લેવાનો વિચાર કર્યો. આવી મોટી રકમ તો ફકત એકજ સાહુકારની દુકાને મળે તેમ હતી. તે જાતનો ગોડવાડીઓ હતો. તેમ જુઠો, નિર્દય અને દુષ્ટ હતો. આવા માણુસ પાસે પૈસા માગવા જતાં શવદાસ શેઠને મનમાં ખરાબ તો લાગ્યું પણ શું કરે. એમ કર્યા શી-

વાય તેનો છુટકો ન હતો. તે આ મારવાડીની દુકાનમાં ગયો, અને પોતાની બધી હકીકત તેને કહી તેની પાસે પાંચ લાખ રૂપીઆ પંદર દહાડાની મુદતે માગ્યા. મારવાડીને કહ્યુ કે, વ્યાજ જોઇએ તો આનો બે આના વધારે લેજો પણ આ વખતે રૂપીઆ આપો.

આ મારવાડી શવદા શેઠ ઉપર મનમાં વેર રાખતો હતો તેણે આ લાગ બરોબરનો જોયો. શવદાસ શેઠને પેટ કોઇ છોકરો ન હતો તેથી જો તે મરી જાય તો તેની પેડી બંધ પડે અને આ મારવાડીનું કામ સારૂ ચાલે. જો આ ધણીને આપણે રૂપીઆ ન આપ્યા તો એની આબરૂ ગામમાં સારી છે. એક ઠેકાણેથી નહિને પાંચ દશ ઠેકાણેથી મળીને પણ તે રૂપીઆ એકઠા કરી શકે એમ છે માટે કાંઇ લખતથી એને બાંધી લઇને રૂપીઆ આપવા.

આમ વિચારતાં તેના પાપીષ્ટ મનમાં એક દુષ્ટ ઉપાય સુજ્યો. તે બોલ્યો, "શેઠ સાહેબ, આપ કોઇપણ દહાડે નહિ ને આજેજ મારી પાસે રૂપીઆ લેવા આવ્યા છો તેથી આપની પાસેથી હું કાંઇ વ્યાજ લેવાનો નથી. પણ એક સરતે દશ દહાડાની મુદતે રૂપીઆ આપવાને કબુલ છું તે સરત આ છે કે, જો દશ દહાડાની અંદર રૂપીઆ પાછા ન આપો તો તમારા શરીરનું એક શેર માસ મારે હાથે કોઇપણ ઠેકાણેથી કાપી લેવું."

શવદાસ આ સાંભળીને વિચારમાં પડયો. આ મારવાડીને તે બીજી કોઇ રીતે સમજાવી શકે તેમ પણ ન હતું. નાચારીએ તેના માંગવા પ્રમાણે લખત કરી આપીને પાંચ લાખ રૂપીઆ લઇને પોતાની દુકાને આવ્યો. બધાને હુંડીના નાણા આપીને રવાના કર્યા. બે દહાડા

પછી તેની તબીઅત બગડી આવી. તેથી મારવાડીની મુદ્દત વિષે તેનું ધ્યાન ન રહ્યું, તેમજ બહારગામથી પોતાનો અવેજ પણ ફરી ન આવ્યો. મારવાડી પણ શેર માંસની ઉતાવલ કરવા લાગ્યો. ત્યારે શવદાસ બેચાર ઠેકાણેથી પાંચ લાખની રકમ એકઠી કરીને વ્યાજ સુદ્ધાં મારવાડીની દુકાને મોકલી દીધી. પણ મારવાડીએ તો, મુદત થઇ જતાં હવે રૂપીઆ લેવાની ના પાડીને ફકત એક શેર માંસનીજ ઉઘરાણી કીધી, શવદાસ એક તો પોતે આજારી હતો તેમાં વળી આ સંકટથી તેમાં વધારો થયો.

આ તરફ મારવાડીએ જ્યારે જોયું કે, શવદાસ આમ તો માને તેમ નથી ત્યારે તેની ઉપર વીક્રમની અદાલતમાં ફરીઆદી માંડી. વીક્રમનું શવદાસને બોલાવવું આવ્યુ તેથી તેને ત્યાં જવું પડયુ. આજારી હોવાને સબબે મોટી મુશીબતે ત્યાં જઇને હાજર થયો

વીક્રમે સાહુકારને પૂછ્યું, "આ મારવાડી શેઠ સાથે તમારે એવો કરાર થયો છે કે, રૂપીઆ આપવાની ઠરાવેલી મુદતે જો રૂપીઆ ન આપ્યા તો શરીરનું એક શેર માંસ આ શેઠને આપવું તે શુ ખરૂં છે?'

સાહુકારે કહ્યું, "આ સરત ખરી છે, પણ હું વ્યાજ સુદ્ધાં એના રૂપીઆ આપવાને તૈયાર છું- તેમ વળી મેં એની દુકાને એક વખત રૂપીઆ મોકલ્યા હતા, પણ તે તેણે લીધા નહિ, ને પાછા મોકલ્યા અને માંસ માગે છે માટે સરકારે આ વાતનો પુરતો વિચાર કરીને જેવો યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

સાહુકારનો ઇકરાર સાંભળીને વીક્રમ બોલ્યો, "હુકમ કરવાનું હવે અમારા હાથમાં મુદ્દલ રહ્યું નથી તમારી સરતેજ તમારો ન્યાય કર્યો છે, માટે તમારા શરીરનું માંસ આ મારવાડી શેઠ પોતાની મ-

રજીમાં આવશે તે જગાએથી પોતાને હાથે કાપી લેશે એવો અમારો હુકમ છે. ''

આ સાંભળીને સાહુકાર ઘણોજ ભયભીત થયો. પણ જરાવાર વિચાર કરી ધીરજ ધરીને બોલ્યો, ' ઠીક છે, પણ મારે આ બાબત વિષે રાજાધીરાજને અરજી કરવી છે. ત્યાંનો જવાબ આવે ત્યાં સુધી માંસ કાપી લેવાનું મુલતવી રાખવું જોઇએ. ''

ચતુરના ધ્યાનમા આ વાત ઉતરી તેણે હુકમ કર્યો,-" ઠીક છે. એક મહિનાની મુદત તમને આપવામાં આવે છે. તે મુદતમાં તમે આ બાબતનો રાજાધીરાજની પાસેથી જવાબ મેળવી લેજો નહિ તે એક મહિના પછી માસ કાપી આપવુ પડશે ''

ચતુરનું બોલવું કબુલ કરી, તેની રજા લઇને સાહુકાર ઘેર આવ્યો. બીજે દિવસે વીક્રમની મુલાકાત લેવા તે ગયો. વીક્રમ આગળ તેણે બધી વાત કહી સભળાવી. તે સાભળીને વીક્રમ વિસ્મય પામ્યો. તે શેહેરનો મોટો નગરશેઠ કહો તો તેજ હતો. તેની દુકાન પાંચશો વર્ષની જુની હતી. સરકારને પણ તે ઘણી વખત ઉપયોગી થઇ પડયો હતો, માટે કોઇપણ યુક્તિથી જેમ અન્યાય ન થાય તેમ તેને બચાવી લેવો એવો વીક્રમે નિશ્ચય કર્યો. આ કામ તેણે ચતુરના હાથમાં સોંપવાનુ ધાર્યું ચતુર બુદ્ધિમાન હોવાથી કાંઇ પણ યુક્તિ કહાડશે એમ તેણે વિચારયુ. પછી તેણે સાહુકારને કહ્યું, "આ વાતનો અમે વિચાર કરીશું. તમે તમારે ઘેર જાઓ. જ્યારે બોલાવણું આવે ત્યારે અત્રે આવજો તેની વચમાં દબારમાં આવવાની તસ્દી ન લેશો. આપનું શરીર બીમારી ચાલે છે તેથી વધારે મહેનત ન કરો તો સારૂં. ''

આ સાંભળીને સાહુકારને કાંઇક ભરોસો આવ્યો. પોતાની તરફ વીક્રમને દયા કરતો જોઇને તેના મનને આનંદ પણ થયો. વીક્રમની રજા લઇને તે ઘેર ગયો. ”

બીજે દીવસે દરબારમાં આવતાંજ વીક્રમની ચતુરની પાસે સાહુકારની બધી વાત કહીને તેને કહ્યું, “ કોઇપણ રીતે આપણો અન્યાય ન કહેવાય એવી યુક્તિ શોધી કાઢીને સાહુકાર શવદાસનું રક્ષણ કરવું છે. માટે કાંઇ યુક્તિ શોધી કાઢ. ”

ચતુર 'ઘણું સારૂં'' કહીને વાત ટુંકી કીધી. પાંચ સાત દહાડા ગયા પછી મારવાડીએ બાદશાહ આગળ કચેરીમાં હાજર થઇને વીંનતી કરી કે, સાહુકાર સાથે થયેલો કરાર પુરો કરવાની પરવાનગી આપવી. વીક્રમે કહ્યું, “ ચતુર, આ મારવાડી શુ કહે છે તે સાંભળી લ્યો.”

ચતુરે જવાબ દીધો, “ સર્વ સાંભળી લીધુ સરકાર આપનીજ આજ્ઞાની રાહા જોતો હતો. આપની આજ્ઞા થઇ તેથી હવે વખત નહિ લાગે. ”

એમ કહી ચતુરે સાહુકાર શવદાસને બોલાવી મંગાવ્યો. સાહુકારને મારવાડીની સામે ઉભો રાખીને ચતુરે મારવાડીને પૂછ્યું, “ કેમ શેઠ તમારે રૂપીયા લેવા નથી. ” મારવાડીએ ના પાડી.

ચતુરે કહ્યું, “રૂપીયાને બદલે આ સાહુકારના અંગનું માંસજ જોઇએ.”

ચતુર બોલ્યો, “ ઠીક છે ત્યારે આ સાહુકારના અંગમાંથી એક શેર માંસ તારી મરજી પડે તે જગાએથી કાપી લે એવી તમારી સરત છે અને તે પ્રમાણે કરવાને તને પ્રધાને હુકમ કર્યો છે તો તેજ

હુકમ આ વીકમની દરબારને પણ પસંદ પડયો છે. તેથી હમણાંજ આ સાહુકારના અંગમાંથી માંસ તારી સરત પ્રમાણે કાપી લે પણ તેમ કરતાં કદાચ તે કાપેલા માંસનો કટકો એક શેરથી જો ઓછો અથવા વધારે થયો તો તારા કુટુંબમાંના બધા માણસોને દેહાંત દંડની શીક્ષા કરવામાં આવશે. તારા ઘરબાર બધા સરકારમાં જપ્ત કરવામાં આવશે. ''

આ સાંભળતાંજ મારવાડી ગભરાયો. શું બોલવું અને શું કરવું તેનો વિચાર થઇ પડ્યો. તેને કાંઇ સુઝે નહિ.

ચતુર ઉતાવલ કરવા લાગ્યો. આખરે મારવાડી બોલ્યો, ચતુર સાહેબ, મને માંસ નથી જોઇતું. મારા પાંચ લાખ રૂપીયા વ્યાજ સુદ્ધાં અપાવો એટલે બસ છે.''

વીકમે કહ્યું, "સાહુકારે રૂપીયા તને મોકલ્યા છતાં તે લીધા નહિ તેથી હવે તને રૂપીયા મળનાર નથી. તારે તો માંસ ન લીધું તો પછી બીજી વખત નહિ મળે, અને વળી સરકારના હુકમને અમાન્ય કરવા બદલ ગુનેગારીના દશ લાખ રૂપીયા આપવા પડશે. બોલ શું કહે છે જલદી જવાબ આપ''

મારવાડીએ કહ્યું, '' સરકાર મને કાંઈ જોઈતું નથી.''

ચતુર કહ્યું "સરકાર તરફથી તને એવી શીક્ષા કરવામાં આવેછે કે, તેં હુકમની અવગણના કરી છે માટે તારે દશ લાખ રૂપીયા દંડના આપવા. તારી ઉપર બીજો વાંક એ મુકવામાં આવેછે કે, આ શહેરના જાણીતા સાહુકાર અને નગરશેઠ શવદાસ ઉપર દ્વેષ રાખી તેને દુઃખી કરવાની મતલબે તેના શરીરનું માંસ કાપવાની તેં સરત કરી માટે તને ૭ મહિના સુધી કેદ કરવામાં આવે છે.''

પોતાને થયલી આવી શીક્ષા સાંભળીને મારવાડીતો ગભરાઈજ ગયો. પણ વીક્રમના મનને ઘણોજ આનંદ થયો. મારવાડીને સરકારી સીપાઈઓ લઇ ગયા. તેને ઘેર જઇ દસ લાખ રૂપીયા લઇ આવ્યા અને તેને કેદખાનામાં પુર્યો.

શવદાસને વીક્રમે તેની સારી ચાલને અને પોતાની પહેડીની આંટ જાળવી રાખવા માટે શાબાશી તથા પોશાક આપી રવાના કર્યો. મારવાડી પાસેથી આવેલા દશ લાખ રૂપીઆ ચતુરની હુશીઆરી માટે વીક્રમે તેને બક્ષીસ કર્યા.

---

## વારતા ૧૪ મી.

---

### ગરીબની હાય !

એક વખતે તુર્કસ્તાનના સુલતાને પોતાના એક વિદ્વાન એલચીને એકસો માણસો આપી વીક્રમના દરબારમાં મોકલ્યો. આ એલચી સાથે એક પત્ર મોકલ્યો હતો. તે પત્ર પેલા એલચીએ વીક્રમને, આપ્યો. વીક્રમે ચતુરસીંહને વાંચવાને આપ્યો. ચતુરસીંહ તેનું મથાળું વાંચ્યા પછી નીચે મુજબ સાર વાંચ્યો, " * * * બીજું મારા સાંભળવામાં એવું આવ્યુ છે કે, હીંદુસ્થાનમાં એક જાતનો રોપો થાય છે જે ખાધાથી જીંદગી લાંબી થાય છે. જો આવી જાતનું ઝાડ મળતું હોય તો તેમાંથી થોડું મારે વાસ્તે મોકલી આપશો. આપણી મિત્રાચારી છે તેવીજ હમેશ રહેશે" વગેરે વગેરે.

ઉપર મુજબ પત્ર વાંચી વીક્રમ વિચારમાં પડયો. પણ ચતુરે વીક્રમ સાથે કાંઇક વાત કરી તેથી વીક્રમે એલચી તથા તેના માણુસોને કેદ કરવા હુકમ કર્યો. ત્યાં તેમને લઇ જવામાં આવ્યા. બાદ વીક્રમ ચતુર સાથે લેઈ તેમની પાસે ગયો. ચતુરે તેમને કહ્યું, " તમારા સુલતાને જે ચીજ મગાવી છે તે હાલ તો તમને આપી શકતા નથી પણ જ્યારે આ ડુંગર તથા તે ઉપરનો મજબુત કિલ્લો પડી જશે ત્યારેજ તમને જવાની રજા આપીશું, માટે ત્યાં સુધી તો અહીજ રહો. તમને ખોરાક તથા કપડાં સારાં આપવામાં આવશે."

આમ કહી વીક્રમ ત્યાંથી ચાલતો થયો. વીક્રમના ગયા પછી બધા 'હવે શું કરવું' તેના વિચારમાં પડ્યા. તેઓ બોલવા લાગ્યા, " અરે ઇશ્વર, કોણ જાણે કયારે અહીંથી આપણો છુટકો થશે ? આ પર્વતનો કિલ્લો કયારે પડશે ? આપણો આખો જન્મારો આ કેદખાનામાં નીકળશે એમ જણાય છે. જેવી ઇસ્વરની ઇચ્છા."

બધા નિરાશ થઇ ગયા. દરરોજ સવાર સાંજ ઇસ્વરની પ્રાર્થના કરવા લાગ્યા કે આ ડુંગરી કિલ્લો જલદીથી પડી જાય એમ કરો. થોડા વખતમાંજ ધરતીકંપ થયો. તે ધરતીકંપના આંચકા સમેત પેલા ડુંગરી કિલ્લાનો કેટલોક ભાગ પડી ગયો અને સામેના પર્વતનો પણ કેટલોક ભાગ પડી ગયો.

આવો બનાવ બનતાંજ પેલા એલચીએ વીક્રમને સંદેશો મોકલી તે ખબરથી વાકેફ કીધો. વીક્રમ પેલા એલચીને તેના માણુસો સુદ્ધાં પોતાની પાસે બોલાવી મંગાવી આ પ્રમાણે કહ્યું. " તમારા સુલતાને જીંદગી લાંબી થાય એવા ઝાડનો રોપો મારી પાસે મંગાવ્યો હતો, તેનો જવાબ તમે પામી ગયા હશો.

જો ન જાણી ગયા હો તો હું ખુલાસાથી સમજાવું છું તે સાંભળો. તમે એકસો માણસો હતા. તે તમારી પ્રાર્થનાથી આવો મજબુત કિલ્લો તથા પર્વત પડી ગયાં તો હજારો અને લાખો મનુષ્યની ઉપર જુલમ કરવાથી તો જીંદગી લાંબી થવાને બદલે ટુંકી થાય. તેમના નિશ્વાસથી નાશ થયા વગર રહેજ નહિ, તો પછી જીંદગી લાંબી શી રીતે થાય? અમારા રાજ્યમાં જુલમ ઘણોજ થોડો છે. ગરીબ રૈયતની દાઝ જાણી તે પર જુલમ ન ગજારવો એજ જીંદગી લાંબી કરવાના ઝાડનો રોપો છે. આ શિવાય બાકીના બીજા બધાં ફાંફા છે," કહ્યુ છે કે:—

તુલસી હાય ગરીબકી, હરિસું સહી ન જાય;
મુએ બેલ કે ખાલસે, લોહ ભસ્મ હો જાય,

આમ કહી તેમને પોતાને સ્વદેશ જવાની રજા આપી. એલચીએ તુર્કસ્થાનમાં જઈ બધો હેવાલ કહ્યો. હિંદુસ્થાનના વીક્રમની અક્કલ જોઇ બધા આશ્ચર્ય પામ્યા

---

## વારતા ૧૫ મી.

---

### આપનારનો હાથ નીચો.

એક દિવસે આનંદને વખતે વીક્રમે ચતુરને પુછ્યુ, " અરે ચતુર! એક માણસ બીજા માણસને કાંઇ આપે ત્યારે ચતુર આપનારનો હાથ ઉપર અને લેનારનો હાથ નીચે એમ હોય છે પણ કોઇ વખત એથી ઉલટું એટલે આપનારનો હાથ નીચે અને લેનારનો હાથ ઉપર ઉપર આવે."

ચતુરે કાંઇ પણ વિચાર ન કરતાં કહ્યું, " પીનાજી ઘણી વખત એમ બને છે."

બીજાએ પુછ્યું, " કેવી રીતે સમજાવો."

ચતુર બોલ્યો, ભૌમ્યપદ તપકીર આપતી વખતે આપનારનો હાથ નીચે અને લેનારનો ઉપર હોય છે."

ચતુર કવીરાજ હાજર જવાબી સાંભળી વીક્રમ આનંદ પામ્યો.

---

## વાર્તા ૧૬ મી.

---

### આંધળો કોણ?

એક દિવસે વીક્રમે ચતુરને પુછ્યુ, " અરે ચતુર, આ જગતમાં આંધળા વધારે કે દેખતા?'

ચતુરે જવાબ દીધો, " પીનાજી, વિચાર કરી જોશો તો દેખના કરતાં આંધળા વધારે માલમ પડશે."

વીક્રમ બોલ્યો, "એનો કાઈ પ્રત્યક્ષ પુરાવો દેખાડીશ."

ચતુરે કહ્યું, " પીનાજી, આવતી કાલે બતાવીશ."

વીક્રમે કહ્યું, " બહુ સારૂં.'



બીજે દીને ચતુર વગર ભરેલો ખાટલો તથા તેને ભરવાની દોરી લઇ વીક્રમ પાશે હાજર થયો. તેણે વીક્રમ કહ્યું, " પીતાજી આંધળા દેખતાનો પુરાવો જોવો હોય તો મારી સાથે ચાલો."

વીક્રમ તેની સાથે જવા તૈયાર થયો. ચતુરે લખવાળા એક કારકુનને સાથે લીધો. પછી આ બધો સરંજામ લઇ ચતુર નદી કીનારે આવ્યો. ત્યાં કીનારા ઉપર બેશી પેલો ખાટલો ભરવા લાગ્યો, તે જોઇ, આશ્ચર્ય પામી વીક્રમે પુછ્યુ, " અરે ચતુર, આ તેં શું કરવા માંડ્યું ?"

વીક્રમનો આવો સવાલ સાંભળી ચતુરે પેલા કારકુનને કહ્યુ, " આંધળાની યાદીમાં પહેલું નામ રાજાજી દાખલ કર."

પેલા કારકુને તેના ફરમાવ્યા પ્રમાણે કર્યું. થોડીવારમાંજ ત્યાં મોટા મોટા અમીર ઉમરાવો, સરદારો, વેપારીઓ વગેરે લોકો આવવા લાગ્યા. તેમાંના કેટલાક 'અરે આ શું ધંધો કરો છો ? વગેરે પુછવા લાગ્યા, તે પ્રમાણે પૃછ્યુ, તેમના નામો આંધળાની યાદીમાં અને જેમણે પુછ્યુ 'આજ તો કાંઇ ખાટલો વણવા તમેજ છો ?' એમ પુછ્યુ તેમના નામો દેખતાની યાદીમાં દાખલ કરાવ્યા. આ પ્રમાણે એક કલાક સુધી ચાલતાં પાંચશો સાતસો લોકોના નામ લખાયા, તેમાંનાં આંધળાની યાદીમાં વધારે હતા અને દેખતાની યાદીમાં તો જુજ હતા. જ્યારે જવાની વેળા થઇ ત્યારે ચતુરે પેલા કારકુન પાસેથી યાદી લઇને વીક્રમને દેખાડી. આંધળાની યાદીમ પ્રથમજ પોતાનું નામ જોઇ વીક્રમે આશ્ચર્ય પામી કહ્યું, " અરે ચતુર, આ આંધળાની યાદીમાં તેં મારૂં નામ કેમ દાખલ કર્યું ? અને તેપણ વળી પહેલું ? "

ચતુરે હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું, "પીતાજી, જે વખતે આપણે અત્રે આવ્યા અને હું ખાટલો ભરવા બેઠો તે વખતે આપે પ્રત્યક્ષ નજરે જોવા છતાં મને પ્રશ્ન પૂછ્યો કે, ચતુર, આ તેં શું કરવા માંડયુ ? મને ખાટલો ભરતો જોઈ જેમણે એવો સવાલ કર્યો તેમના નામ આંધળાની યાદીમા દાખલ કર્યા અને જેણે મને પૂછ્યું કે, 'આજ તો તમેજ કાંઇ ખાટલો ભરવા મંડી ગયા છો ?' તેમના નામ દેખતાની યાદીમાં છે. તેઓજ દેખતા છે. આવા દેખતાઓની સંખ્યા ઘણીજ ઓછી છે. અને એ વાતનો પ્રત્યક્ષ પુરાવો આપની નજર સામે છે."

ચતુરની ચતુરાઈથી વીક્રમ આનંદ તેમજ આશ્ચર્ય પામ્યો. પછી તેને લઇ મેહેલમાં આવ્યો.



# હવે પછી બહાર પડનારાં પુસ્તકો.

ચતુરસીંહ ઠગારો. ભાગ પહેલો. ... ... ... રૂ. ૦—૮—

ચતુરસીંહ ઠગારો. ભાગ બીજો. ... ... ... રૂ. ૦—૮—

ચતુરસીંહ ઠગારો. ભાગ ત્રીજો. ... ... ... રૂ. ૦—૮—

ચતુરસીંહ ઠગારો. ભાગ ચોથો. ... ... ... રૂ. ૦—૮—

બાદશાહ બીરબલ. ૧ થી ૧૮ ભાગ. ... ... રૂ. ૦—૧૨—

ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ પહેલો... રૂ. ૧—૮—

ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ બીજો... રૂ. ૧—૦—

ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ ત્રીજો... રૂ. ૧—૮—

ચંદ્રકળા અને બહુરૂપીઓનું બજાર. ભાગ ચોથો... રૂ. ૧—૦—૦

સ્વર્ગની રમણીઓ. ... ... ... ... ... રૂ. ૧—૦—૦

નગરશેઠની શેઠાણી. ... ... ... ... ... રૂ. ૧—૦—૦

મહા ભારત રાગ રાગણી. વ્યાસજી વલ્લભરામનું બનાવેલું. રૂ. ૪—૦—૦

બસો વર્ષનું પંચાંગ. ... ... ... ... ... રૂ. ૨—૦—૦

હીંદરાજસ્થાન. આસરે ૧૫૦૦ પાનાનું બાપાવાળાએ બનાવેલું. ... ... ... ... ... રૂ. ૧—૦—૦

પ્રગટ કર્તા અને વેચનાર.

**શાહ નારણલાલ મોતીલાલ બુકસેલર.**

ઠેકાણું ચંગપોલ—જાનીવાડો—**અમદાવાદ.**